

# ॥ स्वर्ग प्राप्ति ॥

કીમત રૂ. ૦-૩-૦



# સ્વર્ગ પ્રાપ્તિ.


અનુવાદક,

નરસિંહલાલ ધમનમલ ભાટિયા.

ભાટિયા ગુરૂભક્તિ, કાગહંસપરીક્ષા, યજ્ઞ,
વિવાહ પ્રતિજ્ઞા આદિના કર્ત્તા.

મુ. ઠઠ્ઠા.



પ્રથમાવૃ ૧૦૦૦

સન ૧૯૧૩. સંવત ૧૯૬૯.



શ્રીયુત ધમનમલ દેવકૃષ્ણ.

चित्रशाला प्रेस, पूना सिटी ।

# અર્પણ પત્રિકા.

---:o:---

## શ્રીમાન માન્યવર મ્હારા જન્મદાતા શિરછત્ર તીર્થરૂપ પૂજનીય પિતાજી!

અનેક કષ્ટો સહન કરી, આ કિંકરને બાલ્યકાળથી પાળીપોષી આપેજ મોટો કર્યો છે. ભગવન્! મારા તરફથી આપની સેવા ન થવાથી પુત્રધર્મથી હું કિંચિત્ પણ મુક્ત થયો નથી. મારા અનેક અપરાધો અને અવજ્ઞાઓને ભૂલી જઇ હજીપણ આપ જે પ્રેમ અને માયા મુજદીનપર દર્શાવોછો તે ઋણનો ભાર હું ક્યારે ઉતારી શકીશ?

માતાપિતાના ઋણનો ભાર, જો જન્મ જન્માંતરમાં દાસ થઇને ઉતારી શકાતો હોય, તો કેટલા જન્મે તે ભાર ઉતારી શકાશે, તે સમજી શકવા હું અલ્પજ્ઞ અસમર્થ છું; તેમાં વળી મારા જેવો દુર્ભાગી કે જેને, ધાર્મિક ભિન્ન વિચારોને લીધે તે મહદ્ સેવાનું સૌભાગ્ય અપ્રાપ્ય હોય, તેની તો વાતજ શી? આ નિરાશા મનને અત્યંત સંતાપે છે!

વળી જ્યારે માતાપિતાના નિઃસ્વાર્થી અલૌકિક પ્રેમ પર દૃષ્ટિ પડે છે, ત્યારે સેવાથી રહિત આ દુર્ભાગ્યવશ રંક છોરૂ પોતાના સંસારને નિર્જન અરણ્ય સમાન લેખે છે, અને વિચાર વમળમાં ગોથાં ખાતો હું દુઃખાર્દ્રચિત્તે ગદ્‌ગદિત બનું છું. જેઓ અનેક કષ્ટો ભોગવ્યા છતાં કદી સંતાનનું અનિષ્ટ ઇચ્છતાજ નથી, અને પુત્રના દોષો ન લેખતાં, સદા પુત્રપ્રતિ માયા ભરી, ભલી અને દયાળુ લાગણીઓ તેઓ દર્શાવતા રહ્યા છે, તો તેથી દિલાસો મળે છે કે મારા પરમપૂજનીય અનેક સદ્‌ગુણાલંકૃત ભલા પિતાજી મારા અપરાધો અવશ્ય ક્ષમા કરશેજ.

ભગવન્ ! આપની દયા-ક્ષમાની શાન્તિ ભરી આશા પરજ મારી નિરાશાનો અંત આવે છે. મારા પ્રભુ ! આપના મહાન આભારોનો બદલો આ તુચ્છ સેવકથી ક્યાંથી આપી શકાય ? તથાપિ તેના કિંચિત બદલાં તરીકે આપના પવિત્ર ચરણોમાં લજ્જિત હૃદયે આજે આ એક તુચ્છ ભેટ " સ્વર્ગ પ્રાપ્તિ" રૂપ પુષ્પ અથવા તુલસીપત્ર અર્પણ કરૂં છું મને આશા છે કે તે તુચ્છ છતાં પણ આપની અર્પેલ તુલસીપત્ર આપનો મહાન આત્મા અવશ્ય સ્વીકારી આ દાસને અનુગૃહીત કરશેજ.

લિ. હું છું આપનો સદાનો આજ્ઞાંકિત,
ઋણી આત્મજ નરસિંહલાલ.



# પ્રસ્તાવના.

—(૦)—

આ સ્વર્ગ પ્રાપ્તિ નામનું પુસ્તક ઘણાં વર્ષો થયાં આર્ય ભાષામાં મ્હારા વાંચવામાં આવ્યું હતું. તેના મૂળ કર્ત્તા શ્રીમાન પંડિત ગિરિધારીલાલ શાસ્ત્રી, ફરૂકાબાદ નિવાસી, પૂર્વ રાજ્ય ઉપદેશક તથા મુખ્યોપદેશક આર્ય પ્રતિનિધિ સભા પંજાબ છે, સદહું પુસ્તક અત્યંત ઉપયોગી ભાસવાથી તેનું ગુજરાતી ભાષાંતર થાય તો સારૂં; એવી મને સત્વર ઇચ્છા ઉત્પન્ન થઇ આવી. અને તેજ સમયે તે કાર્ય મેં હાથમાં પણ લીધું, અને ધર્મસભાના ધતિંગ નામે પુસ્તકમાં તેની જાહેર ખબર પણ મેં આપી દીધી કેટલાક ગ્રાહકો પણ થયા; પણ કમનસીબે તે કાર્ય હું તુરતજ પૂરૂં કરી શકયો નહિ. અધૂરા રહેલો પુસ્તક માટે કેટલાક મિત્રો તરફથી પુનઃ આગ્રહ થયો. પરમાત્માની પૂર્ણકૃપાથી તે કાર્ય આજે પૂર્ણ થયું છે.

પુસ્તક ઘણું ઉપયોગી અને સાર્વજનિક હિતનું છતાં કોઇ ગુજરાતી ભાષાપર પુરતો કાબુ રાખનારા વિદ્વાનને હાથે તેનું ભાષાંતર થયું હોત તો વિશેષ લાભદાયક થઇ પડત. ભાષાંતર કરવાનું કાર્ય કેટલું કઠિન છે તે હું સારી પેઠે જાણું છું, તેમ મારી ગુજરાતી ભાષામાં થોડી ઘણી અપૂર્ણતાને પણ જાણુતા છતાં મેં આ સાહસ કર્યું છે; તેથી હું જાણું છું કે, તેમાં અનેક દોષો રહી ગયા હશે, પણ મને વિશ્વાસ છે કે સજ્જનો તે દોષો તરફ લક્ષ ન આપતાં પુસ્તક વિશે પ્રગટ થયેલ ઉત્તમ વિષયો પર લક્ષ આપી સાર ગ્રહણ કરશે.

આ પુસ્તકના સંશોધનમાં મારા જે જે ભાવિક અને સદ્‌ગુણી મિત્રો તરફથી મને જે જે યોગ્ય સહાય મળેલી છે તે માટે હું તેઓનો શુદ્ધ ભાવે ઉપકાર માનું છું.

લિ૦ આપ ભાઈઓનો સેવક નરસિંહલાલ.

# અમદાવાદ આર્યસમાજમાંથી વેચાતાં મળતાં ગુજરાતી પુસ્તકોનું સુચિપત્ર.

૧ અમલસાડ શાસ્ત્રાર્થ. ૦-૨-૦
૨ અહિંસા ધર્મ પ્રકાશ. ૧-૦-૦
૩ આર્યસમાજ શું છે. ? ૦-૦-૬
૪ આર્ય સંવત. ૦-૨-૦
૫ આર્યનું કર્તવ્ય. ૦-૦-૬
૬ આર્યાભિવિનય. ૦-૪-૦
૭ ઇશ્વર અને તેની પ્રાપ્તિ. ૦-૦-૬
૮ ઇસુ પરિક્ષા. ૦-૦-૩
૯ ઉન્નતિનું દ્વાર. ૦-૧-૬
૧૦ ગ્રહણ મહાત્મ. ૦-૦-૩
૧૧ ગુરૂ ચરિત્ર. ૦-૫-૦
૧૨ ગુરૂમંત્ર વ્યાખ્યા. ૦-૦-૬
૧૩ ગર્ભાધાન વિધિ. ૦-૬-૦
૧૪ થીઓસોફી તંત્ર. ૦-૪-૦
૧૫ દુનિયાદારિનું ડહાપણ. ૦-૨-૦
૧૬ ધર્મસભાનું ધતીંગ. ૦-૭-૦
૧૭ નિયોગ પુર્નલગ્ન નિર્ણય. ૦-૦-૩
૧૮ પ્રણવ વ્યાખ્યા. ૦-૦-૩
૧૯ પુરાણની ઉત્પત્તિ. ૦-૦-૩
૨૦ પુષ્ટિ માર્ગ અથવા મહારાજોનો પંથ. ૧-૧૨-૦
૨૧ મહારાજા બાઇબલ કેશ. ૨-૦-૦
૨૨ ભાટીયાણી ગુરૂભક્તિ. ૦-૧-૬
૨૩ ગુરૂ વિચાર. ૦-૧-૦
૨૪ બ્રહ્મયજ્ઞ અથવા વેદોક્ત નિત્યકર્મ, વિધિ. ૦-૬-૦
૨૫ બ્રહ્મચર્ય વિરૂદ્ધ બાળલગ્ન. ૦-૦-૬
૨૬ બ્રહ્મચારી નિત્યાનંદજીનાં ૪ વ્યાખ્યાન. ૦-૧-૦
૨૭ ભાગવત સમીક્ષા ગુ૦ ૦-૪-૦
૨૮ ભજનામૃત. ૦-૧-
૨૯ મૂર્તિપુજા વેદ વિરૂદ્ધ છે (સ્વા. નિત્યાનંદજીનું લેક્ચર.) ૦-૦-૬
૩૦ મૂર્તિ પ્રકાશ. ૦-૦-૬
૩૧ ઋગ્વેદાદિ ભાષ્ય ભૂમિકા પાકા પૂંઠાની. ૧-૪-૦
૩૨ વિરપુર શાસ્ત્રાર્થ. ૦-૧-૦
૩૩ વેદ સૌથી પ્રાચીન છે. ૦-૦-૬
૩૪ વૈદિક લગ્ન ઉમર. ૦-૦-૩
૩૫ શત પ્રશ્નોતરાવળી. ૦-૧-૦
૩૬ શ્રાદ્ધની આવશ્યકતા. ૦-૦-૬
૩૭ વૈદિક લગ્ન ઉમર. ૦-૦-૩
૩૮ શત પ્રશ્નોતરાવાળી. ૦-૧-૦
૩૯ શ્રાદ્ધની આવશ્યકતા. ૦-૦-૬
૪૦ શિવલીંગપૂજા વિધાન. ૦-૦-૩
૪૧ સ્વર્ગમાં સબ્જેક્ટ કમિટી. ૦-૩-૦
૪૨ સ્વર્ગમાં મહા સભા. ૦-૩-૦
૪૩ સસ્તી સુખડી ને સિદ્ધપુરની જાત્રા. ૦-૧-૦
૪૪ સંધ્યા ગુજરાતી. ૦-૦-૬
૪૫ સંસ્કાર વિધિ
પાકા પુંઠાની. ૧-૦-૦
કાચા પુંઠાની. ૦-૧૨-૦
૪૬ સત્યનારાયણની કથા. ૦-૨-૦

---

ओ३म्

# સ્વર્ગ પ્રાપ્તિ.

---

જે સ્વર્ગની આશામાં રાજા હરિશ્ચન્દ્રે સત્ય પ્રતિજ્ઞા અને ચાન્ડાલની સેવા કીધી, જે સ્વર્ગની આશામાં તેની રાણી સામાન્ય સ્ત્રીઓની દાસી થઇ, જે સ્વર્ગની આશામાં રાજા મયુરધ્વજે પોતાના પ્રાણપ્રિય પુત્રનો પ્રાણ કંઇ પણ કીમતમાં ન લેખ્યો, જે સ્વર્ગની આશામાં કાશીકર્વટ આદિ તીર્થોમાં હજારો નહીં પણ લાખો મનુષ્યોએ પોતાનું સર્વસ્વ દાન કરી પ્રાણને પણ સમર્પણ કરી દીધાં, જે સ્વર્ગની આશામાં લાખો સ્ત્રીઓ પતિયોની સાથે ચિતામાં બળી ભસ્મ થઈ, કયાંસુધી ગણીએ ? લાખો નહીં પણ કરોડો સ્ત્રી પુરૂષો જે સ્વર્ગની આશામાં પોતાના પ્રાણોને ન્યોછાવર કરી ચૂકયાં છે. તે સ્વર્ગ કયાં છે, અને તે શી રીતે પ્રાપ્ત થઈ શકે ?

કોઇ સ્વર્ગને ચોથા આસમાનપર તો કોઈ સાતમા આસમાન પર; કોઇ કૈલાસ પર તો કોઈ શ્રીપુરમાં અને કોઈ ગૌલોકમાં બતાવે છે. કોઈ કયાં, કોઇ કયાં. પૌરાણિકોએ જયાંસુધી જાણ્યું છે ત્યાંસુધી ટિબેટનેજ સ્વર્ગ માન્યો છે, તેનાં ઘણાં પ્રમાણ છે. સંસ્કૃતમાં સ્વર્ગનું નામ ત્રિવિષ્ટપ છે તેનું ભાષામાં અપભ્રંશ રૂપ તિબ્બત—ટિબેટ કહેવામાં આવે છે. વળી મહાભારતમાં એક કથા છે કે જયારે પાંડવોનો અંતસમય નજીક આવ્યો ત્યારે તે પાંચે

ભાઇઓ દ્રૌપદી સમેત સ્વર્ગ તરફ ચાલવા લાગ્યાં, અને સીધો ઉત્તરખંડનો રસ્તો લીધો. અર્થાત્ ઉત્તરમાં હિમાલય પર્વત છે તે ભણી ચાલ્યાં. જ્યારે બરફમાં પહોંચ્યાં ત્યારે પ્રથમ સહદેવ બરફમાં ગળવા લાગ્યો. જ્યારે અર્જુને યુધિષ્ટરને કહ્યું કે મહારાજ સહદેવતો બરફમાં ગળી જાય છે અને તે આપણી સાથે ચાલી શકતો નથી. તે સાંભળી રાજા યુધિષ્ઠિરે કહ્યું કે ભાઇ, સહદેવને પોતાની વિદ્યાનું ઘણું અભિમાન હતું. તે વિદ્યામાં પોતાની સમાન દુનિયામાં બીજા કોઇને લેખતો ન હતો, માટે તે સ્વર્ગ સૂધી આપણા સાથે ચાલી શકનાર નથી. એવો જવાબ સાંભળી અર્જુન ચુપ થઇ ગયો, અને જરા વારમાં સહદેવ બરફમાં ગળી ગયો. થોડું આગળ ચાલ્યાં એટલે નકુળ પણ ગળવા લાગ્યો. અર્જુને કહ્યું મહારાજ નકુળ પણ ગળી જાય છે. યુધિષ્ઠિરે જવાબ દીવો ભાઇ, નકુળને પણ પોતાની કળા કૌશલ્યતાનું ભારે અભિમાન હતું માટે તે પણ આપણી સાથે ચાલી શકનાર નથી. નકુળ પણ ત્યાંજ રહી ગયો. વળી થોડું આગળ ચાલ્યાં એટલે દ્રૌપદી પણ ગળવા લાગી, તે જોઇ અર્જુને કહ્યું કે મહારાજ હવે તો દ્રૌપદી પણ ગળી જાય છે. જવાબમાં યુધિષ્ઠિર બોલ્યા કે ભાઇ, દ્રૌપદીને પણ પોતાના રૂપ સૌંદર્યનું મોટું અભિમાન હતું. દુનિયામાં સ્ત્રીવૃંદમાં પોતાને રૂપમાં સૌથી શ્રેષ્ઠ સમજતી હતી. તે કારણથી તે પણ આપણી સાથે ચાલી શકશે નહિ. દ્રૌપદી પણ ત્યાંજ ગળી ગઇ. આગળ જતાં વળી ભીમસેનની પણ તેવી હાલત જોઇને અર્જુને પૂછ્યું કે મહારાજ હવેતો ભીમસેન

પણ ગળવા લાગ્યો છે. આનું શું કારણ ? યુધિષ્ઠિરે બોલ્યા કે જયારે ભીમસેન ગદા હાથમાં લેતો ત્યારે શૂરમાં પોતાસમાન બીજા કોઇને પણ ન લેખતો, અને વળી દિલમાં એવું ધારતો કે હવે પૃથ્વીને ઉલટાવી દઉં તો શું આશ્ચર્ય ! આ સબબથી તે પણ આપણી સાથે ચાલી શકનાર નથી. વળી થોડું આગળ ચાલ્યા ત્યારે અર્જુનની પોત્તાની એવી દશા થતી જોઈને કહ્યું કે મહારાજ હવે તો હું પોતે પણ ગળું છું. યુધિષ્ઠિરે કહ્યું કે ભાઈ તું પણ જયારે ગાન્ડિવ ધનુષ્ય હાથમાં ધારણ કરતો ત્યારે ઇંદ્ર શી ચીજ છે એમ ધારતો હતો માટે તમે પણ આગળ ચાલવા અસમર્થ થયા છો. બાકી રાજા યુધિષ્ઠિર ફક્ત એકલા, પાર—સ્વર્ગ એટલે ટિબેટમાં પહોંચી ગયા. યુધિષ્ઠર રાજાનો પણ એક પગનો અંગુષ્ટ ગળી ગયો હતો. કારણ કે તેનાથી મહાભારતના યુદ્ધ સમયે એકવાર અસત્ય બોલાઈ જવાયું હતું.

આ વાતથી પણ સર્વથા એમ સિદ્ધ થાય છે કે પૌરાણિકોએ ટિબેટનેજ સ્વર્ગ માન્યું, ( જાણ્યું ) છે અને તેઓ સ્વર્ગમાં જે ચિન્હ બતાવે છે તે ટિબેટમાંજ મળી શકે છે, એક કલ્પવૃક્ષ; બીજું હંસપક્ષી ( જે દૂધ પાણીને જુદાં કરી શકે છે ); ત્રીજી કામધેનુ ( ઈચ્છિત વસ્તુ દેનારી ગાય ), ચોથું અમૃત ( જેના પીવાથી પ્રાણી અમર થાય છે ). આ ચાર ચીજો સ્વર્ગમાં બતાવે છે તેમાંથી બે ચીજો હજી સૂધી મોજુદ છે. વૃક્ષ તે એક એવી ચીજ છે કે જે દશ, વીસ, પચાસ યાતો સો વર્ષમાં નષ્ટ થઈ જાય છે તે કલ્પવૃક્ષ તો ત્યાં નથી પણ " કામધેનુ " એક પ્રકારની

ગૌ ... સદા જોવામાં આવે છે જેને સુરગો (દેવની ગાયો) કહે છે. તે ગાયોનાં પૂછમાંથી ચમર બને છે. ત્રીજા હંસ-પક્ષી તે તો ત્યાં જોવામાં આવે છે. ચોથું અમૃત તે ત્યાં નથી પણ “ માન સરોવર ” નું પાણી ઘણું મીઠું, સાત્વિક, ગુણકારી અને આરોગ્યવર્ધક છે. આ વાતોથી સર્વથા એમ સિદ્ધ થાય છે કે આ લોકોએ ટિબેટનેજ સ્વર્ગ માન્યો છે. પણ વિચારવાની વાત એ છે કે શું ટિબેટમાંજ જવા માટે રાજા હરિશ્ચન્દ્રે પોતાની આવી વલે કીધી ? શું ટિબેટમાંજ જવા માટે રાજા મયુરધ્વજે પોતાના પ્રિય પુત્રનું વિયોગ દુઃખ સ્વીકાર્યું ! શું ટિબેટમાંજ જવા માટે લાખો મનુષ્યોએ પ્રાણોનો ભોગ આપ્યો ? વળી લાખો સ્ત્રીઓ પતિઓની સાથે બળી ભસ્મ થઇ તે એક દુનિયાપરના ટિબેટમાંજ જવા માટે ? નહિ, નહિ. જો તેઓએ ટિબેટમાંજ જવા સારૂ એટલાં એટલાં કષ્ટ વેઠયાં હોય તો તેઓની મોટી નાદાની સમજવી. ટિબેટમાં જવું એ કંઈ એટલું બધું મુશ્કેલ કામ નથી. લોકો તેથી પણ આગળ ચીન, જાપાન, રૂશિયા, યૂરોપ, અમેરિકા અને તેથી પણ આગળ તમામ પૃથ્વીની પરિક્રમા કરી આવે છે, હાલમાં અનેક મનુષ્યો સંપૂર્ણ પૃથ્વીની પ્રદક્ષિણા કરી આવ્યાનાં ઉદાહરણો મળી આવે છે તો પછી ટિબેટમાં જવું એ શી મોટી વાત છે. ?

આ ઉપરથી સાફ માલુમ પડે છે કે ફક્ત ટિબેટમાં પહોંચવું તે સ્વર્ગ નથી, પરન્તુ સ્વર્ગ એ કંઇ બીજી મોટી જ ચીજ છે. તે સ્વર્ગ કયાં છે, અને તે શી ચીજ છે તે

હું આપને જણાવવા માગું છું. પ્રિય મિત્રો ! તું સ્વર્ગ માટે તમોને બીજા દેશમાં જવાની જરૂર નથી. તેમ તે બીજી જગા ઉપર જવાથી મળી શકશે, એમ તો કદી પણ ધારશો નહિ. તે તેજ દેશમાં મળે છે કે જે દેશમાં, જે ગામમાં અને જે ઘરમાં તમે પેદા થયા છો ત્યાંજ તમોને સ્વર્ગ મળી શકશે. જો મારા બતાવેલા નિયમોપર તમે ચાલો તો જે ચીજો લોકો સ્વર્ગમાં બતાવે છે, કલ્પવૃક્ષ, કામધેનુ, હંસપક્ષી, અને અમૃત એ બધી તમોને ઘેર બેઠાંજ મળી શકે. ઈશ્વરે અગાઉથીજ તમોને તે ચીજો આપેલી છે, તે ચીજોનો ઉપયોગ કેવી રીતે કરવો તેનાથી તમે અજાણ હોવાથી તમને તેની પ્રાપ્તિ અશક્ય ભાસે છે. કદાચ્ તમને એવી શંકા થતી હશે કે તે ચીજો અમને મળેલી છે તો પછી કેમ બતાવતા નથી ? તો લ્યો હવે તે ચીજો હું તમને બતાવું છું, પણ તે સર્વ ફળદાયક ત્યારેજ થશે કે જ્યારે તમે જરા પરિશ્રમ કરીને તેને બરાબર નિયમાનુસાર ચલાવશો.

લોકો કલ્પવૃક્ષની એવી તારીફ કરે છે કે તે ફક્ત એવું વૃક્ષ નથી કે જે લીંબુ અથવા આંબાની માફક અમુક એક જાતનુંજ ફળ આપે. પણ તે તો એવું વૃક્ષ છે કે તેની પાસે સર્વ ચીજો જ્યારે જોઇએ ત્યારે મળી શકે છે, ફળ માગો ત્યારે ફળ, સાકર માગો ત્યારે સાકર, સોનું માગો તો સોનું, ચાંદી માગો તો ચાંદી; મતલબ કે તે વૃક્ષ સર્વે ચીજોની પ્રાપ્તિ કરાવવાવાળું છે. પ્રત્યક્ષ રીતે જોતાં વૃક્ષમાંથી સોનું, ચાંદી, સાકર વગેરે ચીજો મળવી અશક્યજ લાગે

છે, અને વળી જે માગીએ તે મળી શકે એવું વૃક્ષ આજ સૂધી કોઈના જોવામાં પણ આવ્યું નહિ હોય, પણ હું જે કલ્પવૃક્ષની ઉપર પ્રમાણે સર્વ ચીજો આપી શકે છે તેવી સાબીતિ આપું છું તે કલ્પવૃક્ષ સાંભળવાની ઇચ્છા હોય તો હે પ્રિય પાઠક ! સાંભળો અને સમજો કે તે કલ્પવૃક્ષ તમારૂં આ શરીરજ છે. વળી આ શરીરને ઋગ્વેદમાં પણ વૃક્ષના અલંકારથી વર્ણવવામાં આવ્યું છે. જેમકે,

द्वा सुपर्णा सयुजा सखाया समानं वृक्षम् परिष स्वँजाते ।
तयो रन्यः पिप्पलं स्वाद्वत्त्यनश्नन्नन्यो अभि चाक शीति ॥
ऋ० मं० १ । सू० १६४ । मं० २० ॥

અર્થ. (द्वा) બે. જીવ અને બ્રહ્મ (सुवर्णा) પક્ષી છે. (सयुजा) સાથે મળેલા વ્યાપ્ય વ્યાપક ભાવથી સંયુક્ત (सखाया) પરસ્પર મિત્રતાયુક્ત સનાતન અને અનાદિ છે. (समानम्) એક (वृक्षम्) શરીરરૂપી વૃક્ષ ઉપર (परिषस्वजाते) સાથે રહે છે. (तयोः) તે બન્નેમાંથી (अन्यः) એક (पिप्पलम्) પોતાના કરેલા કર્મ રૂપી ફળોને (स्वाद्व) સ્વાદપૂર્વક (अत्ति) ખાય છે. (अन्यः) બીજો બ્રહ્મ (अनश्नन्) ખાવા વિનાજ (अभिचाकशीति) મહા બળવાન છે. આ મંત્રમાં શરીરને વૃક્ષના અલંકારમાં વર્ણવ્યું છે. તથા જીવ બ્રહ્મ ને પક્ષીના અલંકારથી વર્ણવ્યા છે. તેમજ વળી ગીતામાં કહ્યું છે કેઃ—

ऊर्ध्वमूलमधः शाख मश्वत्थं प्राहुरव्ययम्

અર્થઃ-(ऊर्ध्वं) ઉપરનું (मूलम्) જડ અર્થાત્ મૂળ છે. નીચે ડાળી અર્થાત્ હાથ પગ છે જેમાં પ્રાણ રહે તેને

પ્રાણુવાળું વૃક્ષ કહે છે. આ શરીર રૂપી વૃક્ષ વિલક્ષણ છે તેમાં વિલક્ષણતાં એજ છે કે બીજાં વૃક્ષોમાં પ્રાણ નથી હોતે. પણ આ શરીર રૂપી વૃક્ષમાં તો પ્રાણ છે. બીજી વિલક્ષણુતા એજ છે કે બીજાં વૃક્ષોનું (જડ) મુખ નીચે હોય છે. પણ આ શરીરરૂપી વૃક્ષની જડ એટલે મુખ ઉપર છે. ત્રીજી વિલક્ષણતા એ છે કે અન્ય વૃક્ષોની ડાળી ઉપર હોય છે ત્યારે આ શરીર રૂપી વૃક્ષની ડાળી (હાથ, પગ, આંગળીઓ) બધી નીચે છે. આવું આ શરીર રૂપી કલ્પ-વૃક્ષ છે. આવી રીતે બીજા કવિઓ પણ શરીરને વૃક્ષ રૂપે વર્ણવે છેઃ—

मर्त्यो वृक्षस्तस्य मूलं च संध्या वेदः शाखा धर्म कर्माणि पत्रम्
तस्मात् मूलं यत्न तो रक्षणीयं छिन्ने मूले नैव शाखा न पत्रम् ।

મનુષ્ય વૃક્ષછે. જડ તેની સંધ્યા છે. વેદ શાખા છે. બીજાં કર્મ ધર્મ પાંદડાં છે. માટે જડની યત્નસાથે રક્ષા કરવી જોઇએ. મૂળ ન રહેવાથી નથી શાખાઓ રહેતી તેમજ નથી પાંદડાં રહેતાં.

જેવીરીતે આપ ચાહોછો કે દાડમ નાસપાતી આદિ વૃક્ષોમાંથી ફળો ખાઇએ તો આરંભથી આપ તે વૃક્ષોને લગાવો છો એટલે તેની જડ જમાવો છો, અને પછી પાણી આપો છો. પછીતેની ડાળીઓનું રક્ષણ કરો છો. કોઇ આ ડાળીઓને તોડી ન નાખે અથવા ખાઇ ન જાય એવીરીતે રક્ષણ કરતાં કરતાં જ્યારે તે વૃક્ષ મોટું થઇજાય છે ત્યારે આપને દાડમ નાસપાતી આદિ ફળ આપે છે.

આવીજ રીતે, જ્યારે આપ આ શરીરરૂપી વૃક્ષની જડ જમાવશો, પાણી આપશો, શાખાઓનું રક્ષણ કરશો ત્યારે આ વૃક્ષ આપને કલ્પવૃક્ષની માફક અનંત ફળ આપશે. હવે તેની જડ જમાવવી એટલે શું, તે હું આપને જણાવવા ઇચ્છું છું. બે વખત એટલે પ્રાતઃ અને સાયંકાળે સંધ્યા કરવી. જેને માટે વેદોમાં આજ્ઞા આપેલી છે કે,—

अहरहः सन्ध्यामुपासीत । तस्मादहो रात्रस्य संयोगे ब्राह्मणः सन्ध्या मुपासीत । उद्यन्तमस्तं यान्तमादित्य मभिध्यानम् ॥

षड्विंशे ब्राह्मणे अ० ४ खं० ५ ॥

માટે રાત્રિદિવસના સંયોગ સમય બ્રાહ્મણ આદિએ સંધ્યોપાસન અવશ્ય કરવું. સૂર્યોદય અને સૂર્યાસ્ત સમયે મનુ મહારાજે પણ આવીરીતે બળ પૂર્વક આજ્ઞા કરી છે કે,—

न तिष्ठति तुयः पूर्वां नोपास्ते यस्तु पश्चिमाम् ।
स शूद्रवत् बहिः कार्यः सर्वस्मात् द्विज कर्मणः ॥

म० अ० २ श्लो० १०३

જે મનુષ્ય પ્રાતઃ અને સાંય કાળે સંધ્યોપાસન નથી કરતો તેને શૂદ્રની માફક બધાં દ્વિજકર્મોથી પ્રથક કરવો.

અને વિચારવાની વાત એ છે કે સંસારમાં આપણી સાથે થોડાપણ ઉપકાર કરે છે તો જ્યાં સૂધી તેનો બદલો આપી નથી શકતા ત્યાંસૂધી આપણે તેની સામે આંખ ઉઘાડી જોઈ પણ શકતા નથી. બલ્કે તેનો બદલો આપ્યા છતાં પણ તેનું એહેસાન હૃદયમાંથી દૂર થતું નથી. ભલામાણસોની સાથે આ પ્રમાણે વર્તીએ છિયે, પણ જે પરમા-

માએ આપણા ઉપર અસંખ્ય ઉપકારો કીધા છે–અને તે જો લખવા બેસીએ તો એક મોટો ગ્રન્થ ભરાઇ જાય તથાપિ તેનો પાર જ નથી તો તેવા પરમકૃપાળુ પરમાત્માનું આખા દિવસમાં ફક્ત બે વખત (પ્રાતઃ ને સાયં) પણ સ્મરણ ને કરવું એ શું કૃતઘ્નતાનું પાપ નથી?

વિચાર કરો કે જે પરમાત્માએ જેવી ઇન્દ્રિયો આપી તેને યોગ્ય સર્વ જાતના ભોગપણ તૈયાર કરી રાખ્યા છે. જેવીરીતે જીભમાં સ્વાદ ચાખવાની શક્તિ છે--અર્થાત્ મિષ્ટ પદાર્થ ઉપર ભાવ છે તેવાજ પદાર્થો પેંદા કીધા છે. જેમકે ઘઉં, ચોખા, સાકર અને મીઠાંફળ વગેરેમાં એવો સ્વાદ છે કે તે ખાતા જાઓ અને તેથી આનંદ લેતા જાઓ તેમ તેમ તમને તેના ઉપર અભાવ થતો નથી. ઠીક ઉપર મુજબ મિષ્ટ પદાર્થ જિહ્વાને પ્રિય છે, પણ જો કવીનાઇન જેવું કટુ ભોજન મળ્યું હોત તો કેટલી બધી મુશ્કેલી? અને વળી તેનાથી મનુષ્યોનું ગુજરાન કેવી રીતે ચાલત!

પરમકૃપાળુ પ્રભુની દયા તો જુઓ! કે જે તરફ પગને બનાવ્યા તેજ તરફ આંખો બનાવી. સામે જોતા જાઓ અને ચાલતા જાઓ. જો કદાપિ આંખો આગળ અને પગ પાછળ હોત તો કેટલી બધી હેરાનગતિ! એકાદ બે પગલાં પણ ભરી શકાત નહિ, અને પગ ઉપર ઠોકર ખાઈ ખાઇને પડી જાત. પણ ધન્ય છે તે પરમાત્માને! કે જેણે આફત-માંથી આપણને બચાવ્યા છે અને સર્વજાતની એવી સગ-વડતા કરી મૂકી છે કે આપણે આપણો સંસાર આનંદથી ગુજારીએ છીએ; કયાં સૂધી અને કેટલા તે જગત્પિતાના

ગુણગાઇએ ? આ શરીરયંત્રની એકએક રચના અને તેમાંની ખૂબી જોઇને ચિત્ત મોહિત થઈ જાય છે. અને આપણી અલ્પ બુદ્ધિથી કળી શકતા નથી કે કેવી કળાથી તે કૃપાળુ પ્રભુએ આં શરીરને બનાવ્યું છે! ફક્ત એક મસ્તકની કારીગરી જુઓ. ચારવેદ, છશાસ્ત્ર, સાયન્સ, ફિલોસોફી, કેમેસ્ટ્રિ વગેરે અનેક વિદ્યાઓ તેમાં સમાઈ જાય છે. તે બધાં પુસ્તકોને ભેગાં કરીને તેને ઉંપાડવામાં આવે તો એક માણસ તેને ઉચકી પણ ન શકે, પણ ખબર નથી પડતી કે આટલાં બધાં પુસ્તકોની વિદ્યા આ મુડીભર મસ્તકમાં કેવા સૂક્ષ્મ સ્વરૂપથી સમાઇ જાય છે! જેનો વિચાર કરતાં સમજવામાં પણ નથી આવતું. પુરાણું સ્મરણ કીધું, ઋગ્વેદની ઋચા યાદ આવી ગઈ, ફરી જરાવારમાં ગીતાનો શ્લોક યાદ આવી ગયો, વળી વિચાર કર્યો તો સ
આવી ગયું, કેમેસ્ટ્રીના કાયદા જોવામાં આવ્યા. આ શું જાદુ છે કે આવા નાનકડા મસ્તકમાં આટલું બધું ભરેલું છે! કાંઈ પણ સમજ પડતી નથી. સત્ય છે કે તે કેમ સમજવામાં આવે? તે અનન્ત જગદીશની મહાન રચનાની ખુબી છે. બિચારા મનુષ્યોનું શું સામર્થ્ય કે તેઓ પરમાત્માની મહાન શક્તિને યથાસ્થિત સમજી શકે? લાખો ડાકટરો અને કરોડો ફિલોસોફરો મથન કરે, પરંતુ તે મહાન પિતાની રચના દુર્જ્ઞેય છે. આવા પરોપકારી પિતાનું માત્ર કિંચિત પણ સ્મરણ ન કરવું એ મહા પાપ છે. તે શિવાય બીજી એક મોટી વાત આ પણ છે કે જો મનુષ્ય ચાહે કે હું સંસારમાં પાપોથી બચી શકું તો તેના માટે સંધ્યોપાસના

સિવાય બીજો કોઇ અધિક ઉપાય નથી. કેમકે માણસ પાપ ત્યારે કરે છે કે જ્યારે તેને કોઇનો પણ ભય હોતો નથી. અર્થાત એમ સમજી લે છે કે હું ચાહું તે કરી શકું. મારાં કર્મો જોનાર અન્ય કોઇ નથીજ. આવી દશામાં માણસને પાપ કરવાની હિંમત થાય છે. જ્યારે કોઈ બીજો સામો જોનાર ઉભો હોય છે ત્યારે પાપ કર્મ કરવાની હિંમત થતી નથી. બસ, આવીજ રીતે જે માણસ બે વખત સંધ્યોપાસના કરે છે તેને સર્વવ્યાપી પરમાત્મા સર્વત્ર દરેક સમયમાં જોવામાં આવે છે, અને તેને ઇશ્વરનો ભય રહે છે કે તે મહાન સમર્થ પિતા સારાં નરસાં કૃત્યોનું ફળ આપનાર મને જોઈ રહ્યો છે. હું જેટલાં પાપ કરીશ તે બધાંની શિક્ષા મને મળશે એવો ભય થયા પછી પાપકર્મો કરવાની હિંમત થતી નથી. જે મનુષ્ય બે વખત સંધ્યોપાસના કરે છે–એટલે તે જાણે પરમાત્મા સાથે મેલાપ કરે છે, આમ થવાથી તેનું કૃત્ય કદિપણ ખરાબ થતુ નથી. સંસારમાં પણ એમજ જોવામાં આવે છે કે જે ઓફિસર ઑફિસનું કામ દરરોજ સંભાળતો રહે છે, તે ઑફિસનું કામ સર્વદા ઠીક ચાલી શકે છે, અને જે ઑફિસનું કામ તેનો ઉપરી ઘણા દિવસ સુધી તપાસતો નથી ત્યાંનું કામ મંદ–અધોગતિને પમાડનારૂં થઈ જાય છે. કારણ કે કામ કરનારને કોઇનો ભય રહેતો નથી, અને ભય ન હોવાથી પ્રમાદ આળસ, નિંદા, કામ, ક્રોધ, લોભ આદિ અનેક ઉપાધિઓ, મનુષ્યને ઘેરી લે છે. જ્યારે ભય છે ત્યારે અવશ્ય કાળજી-ફિકર રાખવાની જરૂર પડે છે અને કામમાં સચેત–જાગૃત રહેવું પડે છે. સર્વ કામ સાવધાનીથી કરવું પડે છે અને

તેવે સ્થળે કિંચિતમાત્ર ભૂલ થવાનો સંભવ રહેતો નથી. તેમ જે મનુષ્ય બે વખત સંધ્યોપાસના કરે છે તે ઇશ્વરથી ડરે છે, અને પાપકર્મોથી બચી જાય છે.

એક મહાત્માની પાસે બે માણસો ચેલા થવા સારૂં ગયા. મહાત્માએ તેઓની પરીક્ષા માટે તે બન્નેને માટીનાં બે રમકડાં આપ્યાં, અને કહ્યું કે જે ઠેકાણે કોઇ ન જોઈ શકતું હોય તે ઠેકાણે આ રમકડાંની ગરદન તોડી લાવો, તે બેમાંનો એક જણ તો મહાત્માના મકાનની પછવાડે એકાન્ત જગામાં જઇને રમકડાની ગરદન તોડી બે ટૂકડા કરી દીધા, અને તરત જ મહાત્માની પાસે લઈ આવ્યો, પણ બીજો ચારે બાજુ રખડી આવ્યો પરંતુ તેને એવું કોઈ ઠેકાણું જોવામાં આવ્યું જ નહિ કે જે ઠેકાણે કોઇ ન જોઈ શકતું હોય. આવીને તેણે મહાત્માને આખું રમકડું સ્વાધીન કર્યું. મહાત્માએ પહેલાને પૂછ્યું, કે તને ક્યાં એકાન્ત જગા મળી? મહારાજ! આપના મકાનની પછવાડે બીજું કોઈ જોનાર નહિ હતું; જેથી ત્યાં આ રમકડાની ગરદન તોડીને આપની પાસે લાવ્યો છું. પછી બીજાને પ્રશ્ન કર્યો, કે તમને કેમ કોઈ એવું ઠેકાણું નહિ મળ્યું? તેણે નમ્રતાથી જવાબ આપ્યો, મહારાજ! જ્યાં કોઈપણ જોઇ ન શકતું હોય એવું સ્થળ મારા જોવામાં આવ્યું જ નહિ. કેમકે જ્યાં હું જતો ત્યાં મને ઇશ્વર સર્વત્ર જોઇ રહ્યો છે, એવું ભાન થતું; ત્યારે હું કેવી રીતે તોડી શકું? મહાત્મા બીજા માણસના જ્ઞાન અને જવાબ ઉપરથી ઘણો પ્રસન્ન થયો, અને તેને પોતાનો શિષ્ય બનાવ્યો. આવી રીતે જે મનુષ્ય

ઇશ્વરને સર્વત્ર જુએ છે, તે સદા પાપકર્મથી બચતો રહે છે. યજુર્વેદના ૪૦ મા અધ્યાયના પ્રથમ મંત્રમાં એજ ઉપદેશ આપેલ છે કે,—

ईशावास्यमिदं सर्वं यत्किञ्च जगत्यां जगत ।

यजुः अ० ४० मं० १ ॥

આ સંસારમાં ચર અને અચર જે કંઈ જોવામાં આવે છે તે સર્વ (ईशावास्यम्) પરમાત્માથી આચ્છાદિત (ભરેલ) છે. અર્થાત ઇશ્વર સર્વત્ર વ્યાપક છે, તે માટે પરમાત્માને સર્વ સ્થળે પ્રત્યક્ષ સમજી કંઇપણ પાપકર્મ કરવું નહિ, અને કોઇના હક ઉપર મનમાં ઈચ્છા પણ ન કરવી. આવી રીતે સર્વ પાપોથી બચવા માટે સંધ્યોપાસના પરમ ધર્મ છે, અને આ શરીર રૂપી કલ્પવૃક્ષનું મૂળ (જડ) એજ છે.

હવે આ વૃક્ષને પાણી કેવી રીતે સિંચન કરવું તે વિષય ઉપર હું આવુંછું. સંધ્યોપાસનામાં પ્રાણાયામ કરવા તે આ વૃક્ષને પાણી આપવું છે.—

વૈદ્યકશાસ્ત્રમાં બતાવ્યાનુસાર આ શરીરમાં કરોડો નાડીઓ અને નસો છે. ડાકટરોએ પણ નાડી અને નસની સંખ્યા બતાવી છે. પણ જે વખતે ચૈતન્ય (જીવ) જડ (શરીર) થી પૃથક્ થઈ જાય છે ત્યારે જીવના નીકળવા સાથેજ લાખો નાડીઓ એવી છે કે જે પાણી થઈ જાય છે, અને રક્તમાં મળી જાય છે. ડાકટરો નાડીઓની તે વખતે ખોળ કરે છે પણ તેઓને બરાબર ખબર પડતી નથી અને પડી શકનાર પણ નથી. જે વખતે મનુષ્ય પ્રાણાયામ કરે

છે તે વખતે પ્રાણ વાયુ શરીરની અંદર ચક્કર બાંધે છે, અને એક એક નાડી ને નસની અંદર જંઇ ખરાબ હવાને બહાર કાઢી માંહેથી શુદ્ધ કરી નાંખે છે. તે સમયે આ જીવ-આત્મા પોતાના ભીતર સ્વરૂપમાં પરમાત્માનું ધ્યાન કરે છે, અને તે અનંત, ગંભીર આનંદના ઝરાથી આનંદ અને પ્રકાશ લે છે. તે સમયે તે પરમાત્મા સંબંધી તેજ, પ્રકાશ, જ્ઞાન અને આનંદ એક નાડીની અંદર પ્રકાશીત થઇ જાય છે. જેવી રીતે વૃક્ષના જડમાં પાણી નાંખવાથી વૃક્ષની એક એક શાખા અને પાંદડાંમાં તે પહોંચી જાય છે; એવીજ રીતે પરમાત્મા સંબંધી પ્રકાશ મનુષ્યની એક એક નાડીમાં પહોંચી તેને પ્રકાશવાન, તેજોમય, બલિષ્ટ, જ્ઞાનમય, રૂપવાન અને ગુણસંપન્ન બનાવી દે છે. માટે વિધિપૂર્વક પ્રાણાયામ કરવો એજ આ શરીર રૂપી કલ્પવૃક્ષમાં જળ આપવા બરોબર છે.

" હવે હું આ કલ્પવૃક્ષની શાખાઓ બતાવવા ઇચ્છું છું:—

જેવી રીતે વૃક્ષની વૃદ્ધિ થવા પછી તેમાં બે શાખાઓ ઉત્પન્ન થાય છે, તેવી રીતે આ શરીર રૂપી વૃક્ષની પણ બે શાખાઓ અથવા ભુજાઓ છે. તેમાં પહેલી શાખા એટલે ભુજામાં જે પાંચ આંગળી છે તે નાની નાની પાંચ શાખા છે જે મહાત્મા પતંજલીએ પોતાના યોગશાસ્ત્રમાં દર્શાવી છે.

૧૬ तत्राहिंसा सत्याऽस्तेय ब्रह्मचर्या परिग्रहायमाः

योग साधन पाद सु, ३

અર્થાત્:—અહિંસા, સત્ય, અસ્તેય, બ્રહ્મચર્ય, અપરિગ્રહ આ પાંચ યમ છે. ( अहिंसा ) प्राण वियोगानुकूल व्यापारो

હિંસા—કોઇના પ્રાણને દુઃખ પહોંચાડવાનું નામ હિંસા છે. મહાભાષ્યમાં લખેલ છે કે गुरूः शिष्याय चपेटिका ददाति। ગુરૂ શિષ્યના મુખ ઉપર ચપેટિકા એટલે તમાચો મારે છે રાજા ચોરને દંડ દે છે. શું તે પણ હિંસા થઇ? નહિ નહિ, આ બન્નેમાંથી એક પણ હિંસા નથી, કેમકે ગુરૂ શિષ્યને કંઇ સ્વસ્વાર્થ માટે નથી મારતો, પરંતુ તે આટલા માટે મારે છે કે કોઇ પણ પ્રકારે તેની મૂર્ખતા છૂટી જાય અને તેમાં સદ્દગુણો તથા વિદ્યાનો વધારો થાય. તેમજ રીતે રાજા પણ ચોરને એટલા માટે શિક્ષા કરે છે કે તેની ખરાબ ટેવ નાશ પામે અને અન્ય કોઇને પુનઃ દુઃખ ન આપે. તેટલા માટે તે બન્ને હિંસા નથી ત્યારે હિંસા તેજ કે સ્વ સ્વાર્થ માટે કોઈ પણ પ્રાણીને અન્યાયથી દુઃખ આપવું તે. જેમકે,—

१६ प्राणायथात्मनो मीष्टा भुतानामपिते तथा ।
आत्मोपम्येन भुतेषु दयां कुर्वन्ति साधवः ॥

અર્થાત્ જેવી રીતે મનુષ્યને પોતાનો પ્રાણ પ્યારો છે, તેવી રીતે સર્વ પ્રાણીને પોતાનો પ્રાણ પ્યારો છે. તે માટે મહાત્માઓ आत्म पम्येन भुतेषु પોતાની ઉપમા સાથે અર્થાત્ જેવું દુઃખ પોતાને છે તેવું બીજાઓ ઉપર પણ છે એવું જાણી બધા જીવો ઉપર દયા કરતા રહે છે. કોઇપણ જીવને કોઈ પણ દશામાં સતાવવો નહિ. કોઇની સાથે વેર કરવું નહિ. તેનું નામજ અહિંસા. આ પહેલી શાખા છે.

બીજી શાખા ( સત્યમ્ ) સત્ય છે અર્થાત્ સત્ય માનવું અને સત્ય કહેવું તે સત્ય છે જેમકે,

१७ मनस्येकं वचस्येकं कर्मस्येकं महात्मनाम्
मनस्यन्यद् वयस्यन्यत् कार्यमन्य दुरात्मनाम्

અર્થાત્— જેવું મનમાં તેવું વાણીમા એમ તેવુંજ કર્મ કરવું તેને મહાત્મા જાણવો. મનમાં એક, વાણીમાં બીજું અને કરે ત્રીજું તેને દુરાત્મા જાણવો.

જે મનમાં હોય તેજ કહેવું અને તેજ કરવું, અને સદા પોતાની પ્રતિજ્ઞા પર દ્રઢ રહેવું. એનુંજ નામ સત્ય છે. વૃક્ષની આ બીજી શાખા છે.

ત્રીજી શાખા ( અસ્તેયં ) ચોરી નહિ કરવી તે છે. ચોરી ન કરવી એટલે ?

१८ यत्कर्म कृत्वा कुर्वंश्च करिष्यं श्चापिलज्जाति
स्तेयं च ताद्धि विज्ञेय मस्तेयं च ततः प्रथक्

અર્થાત્ જે કર્મ કર્યા પહેલાં અથવા કરતી વખતે અથવા કાર્ય કર્યા પછી મનુષ્યને તે બાબત ભય, લજ્જા અને આત્મામાં ગભરાટ ઉત્પન્ન થાય ત્યારે નક્કી સમજવું કે તેજ કામ ચોરીનું છે, અને જે કર્તવ્ય કરવામાં ભય, લજ્જા અને ગભરાટ ન થાય પણ તેને બદલે આત્મામાં પ્રસન્નતા પ્રાપ્ત થાય તેજ કામ ચોરી રહિત છે. પ્રત્યેક મનુષ્યે આ ચોરી રહિત કામ કરવું ચોરીનું કામ કદિ પણ કરવું નહિ. આનું નામ અસ્તેય છે. વૃક્ષની આ ત્રીજી શાખા સમજવી.

ચોથી શાખા ( ब्रह्मचर्य ) બ્રહ્મચર્ય છેઃ—અર્થાત્ જિતેન્દ્રિય થઇ વીર્યની રક્ષાકરી શરીરમાં બળ, તેજ અને

પુરૂષાર્થને વધારવું અને શરીરને સદા નિરોગી રાખવું. શારીરિક બળ—શક્તિ વધારવા માટે તથા શરીરને આરોગ્ય રાખવા માટે બ્રહ્મચર્યથી અન્ય શ્રેષ્ઠ ઇલાજ છેજ નહિ. તેનું કારણ એ છે કે જે કંઈ અન્નાદિ પદાર્થો ખાવામાં આવે છે તે સર્વ પેટમાં જાય છે ત્યારે તેમાં પિત્ત જે એક પ્રકારના તેજાબ જેવો તીક્ષ્ણ પદાર્થ થાય છે તે ભોજનમાં મળી જાય છે અને તેને પચાવે છે. જ્યારે તે પચી જાય છે ત્યારે તેના બે હિસ્સા થાય છે એક રસ એ કે જે શરીરમાં રહેછે, અને બીજો મળ મૂત્ર દ્વારા જે બહાર નીકળી જાય છે તે છે. પ્રથમનો રસ જે ભોજનનો સાર પેટમાં રહે છે તેનુ રૂધિર બને છે. રૂધિરથી માંસ, માંસથી મેદ, મેદથી મજ્જા, મજ્જાથી હડી, હડીથી સાર, સારથી વીર્ય અને વીર્ય ફરીનેજ તેનું પિત્ત બને છે. જો વીર્યની અધિકતા તો પિત્તની પણ તેજ અવસ્થા થાય છે. વીર્ય કમ હોય તો પિત્તપણ સ્વલ્પ બને છે. જેઓ વિર્યનો નાશ કરે છે તેઓનું પિત્ત પણ કમજોર હોય છે, અને તેથીજ ખાધેલું બરોબર પચતું નથી. આવી રીતે તેના શરીરની ગરમી ઓછી થવાથી શરીરમાં બિમારી પેદા થાય છે અને ગરમીનું ઓછું થવું એજ સર્વ બિમારીનું મુળ છે એમ સુશ્રુતમાં જણાવવામાં આવ્યું છે તેથી શરીરની રક્ષા માટે વીર્ય રક્ષા સમાન બીજો કોઇ ઇલાજ નથી.

અરે દેશ બંધુઓ અથવા મનુષ્ય બંધુઓ ! આ અમુલ્ય ચીજ જે વીર્ય તેનો નાશ કરો નહિ. પરમાત્માએ તમોને આ એક અજબ ચીજ અર્પણ કરી છે.

એમ સિવાય ૧૦ સન્તાનુ ઉત્પન્ન કરવાથી વધારે ખર્ચ ન. કરો) એની હાજરીથી શરીરનો ટકાવ રહે છે, અને ગેર: હાજરીથી શરીરનો નાશ થાય છે. એનો પ્રકાશ શરીરની અંદર લૅમ્પની માફક પ્રજ્વલિત છે. જેમ લૅમ્પ ગુલ થવાથી મકાનમાં સર્વત્ર અંધકાર વ્યાપી રહે છે તેમ આ વીર્યરૂપી લૅમ્પના નાશથી શરીરરૂપી મકાનમાં અંધકાર છવાઇ જાય છે. આ વીર્યના નીકળવાથી નેત્રોની રોશની નીકળી જાય છે. કર્ણોની સાંભળવાની શક્તિ નાબુદ થાય છે, દીમાગની તાકાત નાશ પામે છે. હાથ પગની શકિત નાશ પામે છે. શરીર તમામ તાકાત રહિત થઈ જાય છે. કમર બેવડી વળી જાય છે. અને અનેક પ્રકારની બિમારીઓ શરીરને ઘેરી લે છે. વળી તે ઉપરાંત એક મહા પાપ મનુષ્યના શિર પર ચડે છે. તે મહાપાપ એ છે કે એક વખત વીર્યને વ્યર્થ ખોવાથી એક જીવની હત્યા મનુષ્યના શિરે ચડે છે; કારણકે પરમાત્માએ સર્વ ચીજો મનુષ્યને સકારણ-કંઇ ઉમદા મતલબથી દીધેલી છે, કોઇપણ વસ્તુ વ્યર્થ દીધી નથી. જે વીર્યને એક વખત વ્યર્થ ગુમાવ્યું તેજ વીર્યનો જો પોતાની સ્ત્રીને ઋતુ સમયે ઋતુદાન દેવામાં ખર્ચ કર્યો હોત તો એક ઉત્તમ સંતાન પેદા થાત. તે વીર્યને વૃથા ગુમાવવાથી એક સંતાનના નાશનું પાપ શિરપર ચડે છે. તે ઉપરાંત જેટલી વખત આપણે વીર્યનો વૃથા નાશ કરીએ છિયે તેટલી હત્યાઓ આપણા ઉપર ચડે છે હાય! અફસોસ! કેવો ઘોર અંધકાર છવાઈ ગયો છે કે મનુષ્યો પોતાનું ઉત્તમ બીજ બીજાની ભૂમિમાં ફેંકી વ્યર્થ ગુમાવી દોષના ભાગી બને છે!

અરે મૂર્ખમાં મૂર્ખ ! ખેડુત પણ પોતાનું બીજ પોતાની ખેતીમાં નહિ ફેંકે. પણ મનુષ્યો એવી અધમ અવસ્થાએ પહોંચી ગયા છે કે સંતાનરૂપી ઉત્તમ બીજ બીજાઓની ખેતીમાં વ્યર્થ ગુમાવી ઇશ્વરની આજ્ઞાનો ભંગ કરે છે. એનાથી અધિક શોકની વાત બીજી શી હોઇ શકે. મનુ મહારાજ કહે છે કેઃ—

२० तस्माज्ञेन विनीतेन ज्ञानं विज्ञान वेदिना ।
आयुष्कामेन जन्तव्यं न जातु परयोषिति ॥

અર્થાત્ બુદ્ધિમાન, સુશિક્ષિત, જ્ઞાની, વિજ્ઞાની અને આયુષ્યને ચ્હાનારા પુરૂષો પોતાના વીર્યને પરસ્ત્રીગમનમાં ગુમાવતા નથી. બુદ્ધિ, સુશિક્ષા આદિ ચાહનારા મનુષ્યોએ વીર્યનું સર્વ પ્રકારે રક્ષણ કરવું. એક મહાત્મા કહે છે કેઃ—

२१ वरं क्लैब्यं पुंसां न च परकलत्राभि गमनम् ।

અર્થાતઃ—મનુષ્યનું નપુંસક થઇ જવું ઠીક છે, પણ પરસ્ત્રી પાસે જવું એ કોઈ પણ પ્રકારે ઠીક નથી. એવાં એવાં અનેક કારણોને લઇને વીર્યનો નાશ કરવો એ મહા મૂર્ખતા સમાન બીજું કાંઇજ નથી.

આ ઉત્તમ વીર્યનો કોઇપણ પ્રકારે નાશ ન કરતાં તેની સર્વ પ્રકારે રક્ષા કરી બળવાન થઇ રહેવું તથા બીજી ઇંદ્રિયોને પણ સર્વ રીતે જીતતા રહેવું; કારણકે ઇંદ્રિયોના જીતવા સિવાય માણસનું કોઇપણ કામ પાર પડતું નથી. હમેશ પાપી, આળસુ, નીરૂદ્યમી, અને બિમાર રહ્યા કરે છે. જે કામ કરે છે તે સર્વે નિષ્ફળ જાય છે. મનુજી પણ કહે છે કે,

૨૧ वेदास्त्यागश्च यज्ञाश्च नियमाश्च तपांसि च ।
न विप्रभाव दुष्टस्य सिद्धिं गच्छन्ति कर्हिचित् ॥९॥ १७

અર્થાત્ જે માણસ દુષ્ટાચારી છે જિતેન્દ્રિય નથી, તે ભલે ચારે વેદ ભણી જાય, ભલે સર્વ ત્યાગ કરી દે, ચાહે અનેક યજ્ઞ કરે, ચાહે તેટલા નિયમો પાળે, ગમે તેટલો તપ કરે તે સર્વ વ્યર્થ છે. જ્યાંસુધી તેનામાં સદાચાર નથી ત્યાંસૂધી તેની સર્વ વાતો નિષ્ફળ છે. જે પુરૂષ કે સ્ત્રી જિતેન્દ્રિય નથી તેને ધિક્કાર છે!!! જેમકે

૨૨ धनेन किं योन ददाति नाश्नुते बलेन किं यस्यारिपून्न बाधते।
श्रुतेन किं योनचधर्ममाचरेत् किमात्मनायोनाजितेन्द्रियोभवेत्॥

જે ધન નહિ આપવામાં કે નહિ ખાવામાં આવે તે ધન હોવાથી શો લાભ? બળ હોવા છતાં શત્રુઓ જીતી ન શકાય તો તેવા બળથી શો લાભ? જે શાસ્ત્ર ભણવાથી ધર્માચરણ નહિ કરી શકાય તે શાસ્ત્ર ભણવાથી શો ફાયદો? શરીર ધારણ કરી ઇંદ્રિયોને જીતી ન શકયા તો તે શરીરથી શો લાભ? આ શ્લોકના ચોથા પદમાં સાફ જણાવવામાં આવ્યું છે કે મનુષ્યને ધિક્કાર છે કે જેણે ઇંદ્રિયો વશ કરી નથી તેટલા માટે સર્વ ઇંદ્રિયોને વશ રાખી બ્રહ્મચર્ય પાળવું તે આ વૃક્ષની ચોથી શાખા છે.

આ વૃક્ષની પાંચમી શાખા ( अपरिग्रह ) અપરિગ્રહ છે. અર્થાત્, પોતાના પરિશ્રમથી મેળવેલું પોતાનો હક હોય તે લેવું અને તેનાથી પોતાનો નિર્વાહ કરવો. લોભ લાલચમાં ફસાઈ પાપી ન બનવું " लोभप्रतिष्ठापापस्य " લોભ પાપનું મુળ છે. એક મહાત્માએ કહ્યું છે કે,

२३ लोभात्कामः प्रभवति लोभात् क्रोधोऽभिजायते ।
लोभात् भवति सम्मोहः लोभः पापस्य कारणम् ॥

અર્થ:— લોભથી કામ ઉત્પન્ન થાય છે, લોભથી ક્રોધ ઉત્પન્ન થાય છે, લોભથી મોહ ઉત્પન્ન થાય છે; અને લોભજ પાપનું મુળ છે. મહારાજ ભર્તૃહરિ કહે છે કેઃ—

२४ लोभश्चे द्गुणेन किंपिशुनता यद्यस्ति किं पातकैः ।
सौजन्यं यदि किं गुणैः स्वमहिमायद्यस्ति किं मण्डनैः ॥
सत्यञ्चेत्तपसाच किं शुचिमनो यद्यस्ति तीर्थेन किं ।
सद्विद्या यदि किं धनैरपयशो यद्यस्ति किं मृत्युना ॥ भर्तृ०

જો માણુસમાં લોભ છે તો બીજા અવગુણોની શી જરૂરીઆત છે? જો મનુષ્યોમાં ચુગલી ખાવાની આદત છે તો બીજાં પાપની શી જરૂર છે? જો મનુષ્યમાં સજ્જનતા છે તો પછી બીજા સદ્‌ગુણની શી જરૂર છે? જો મનુષ્યનો સંસારમાં યશ છે તો ફેશન બનાવવાની શી જરૂર છે? જો મનુષ્યમાં સત્ય છે તો તપ કરવાની શી જરૂર? જો મનુષ્યનું મન પવિત્ર છે તો તીર્થ કરવાની શી જરૂર? જો માણુસમાં વિદ્યા છે તો ધનની શી જરૂર છે? અને જો મનુષ્યનાં દુષ્કૃત્યોથી દુનિયામાં અપયશ છે, તો પછી મોતની શી જરૂરીઆત છે? જ્યારે હું સંસાર તરફ દ્રષ્ટિ કરૂં છું ત્યારે આ તમામ સંસારલોભમાં ફસેલો, આ તૃષ્ણારૂપી નદીની ધારામાં વહેતો, તે નદીમાં ડૂબતો, ઉછળતો અને ગોથાં ખાતો જોવામાં આવે છે. તમે એમ ઇચ્છતા હતા કે જેમ બને તેમ આ તૃષ્ણારૂપી નદીને પાર ઉતરો.

પણ તેમ નહિ કરતાં ઉલટા આ નદીમાં ગોથાં ખાતા રહ્યા છે ! આ તૃષ્ણાને શાસ્ત્રમાં વૈતરણી નદીની ઉપમા આપી છે. "तृष्णा वैतरणीनदी" તમામ સંસાર તેમાં પડયો રહે પરન્તુ તેને પાર આવતો નથી. એક મનુષ્યની તૃષ્ણાનો ખાડો એટલો ઉંડો છે કે તેને ત્રણ લોક આપવામાં આવે અર્થાત્ તેને ત્રણ લોકનો રાજા બનાવવામાં આવે તોપણ તેની તૃષ્ણા તૃપ્ત થતી નથી. કહો ત્યારે આ એક માણસ પોતાના એક જીવનમાં કેટલું ધન કમાવી શકે છે? મહારાજ ભર્તૃહરિ જેણે આખા રાજ્યનો ત્યાગ કરી દીધો તે આ તૃષ્ણાની આવી રીતે સ્તુતિ કરે છે કેઃ—

૨૯ भ्रान्तं देशमनेक दुर्ग विषमं प्राप्तं न किंचित् फलम् ।
त्यक्त्वा जातिं कुलाभिमान मुचितं सेवा कृता निष्कला ॥
भुक्तं मानविवर्जितं पर गृहे साशङ्कया काकवत् ।
तृष्णे दुर्मति पाप कर्माणि रतेर्नाद्यापिसन्तुष्यसि ॥

"હું અનેક ઊંચા નીચા પ્રદેશો ફરી વળ્યો, પરંતુ કંઇ પણ ફળ પ્રાપ્ત થયું નહીં, પછી હું મારી જાતિ અને કુળનું અભિમાન મૂકી લોકોની સેવા અને ખુશામત કરવા લાગ્યો પણ નિષ્ફળ ગઈ. પછી હું માનમૂકી અપમાન સહન કરી બીજાઓને ઘેર જઈ કાગડાઓની માફક પોતાનું પેટ ભરવા લાગ્યો, પરંતુ હે તૃષ્ણા! હે દુષ્ટ! હે પાપ કર્મોમાં ફસાવવાવાળા તું હજી સૂધી પણ શાંત થઈ નહિ વળી તૃષ્ણા બાબત ફરીથી તેજ મહારાજા આગળ ચાલી કહે છે કેઃ—

२६. उत्खातं निधि शंकया क्षितितलं ध्मातागिरेर्धातवो—
निस्तीर्णः सरितां पति नृपतयो यत्नेन संतोषिताः ।
मन्त्रारा धनतत्परेण मनसानीताः श्मशाने निशाः
प्राप्तः काणवराटकोपिन मया तृष्णेऽधुनः मुञ्चमाम् ।।

મેં દટાવાની તૃષ્ણાથી તમામ પૃથ્વીને ખોદાવી નાંખી, રસાયન બનાવવાની તૃષ્ણાથી પહાડોને ભસ્મ કરી દીધા, રત્નો મળવાની તૃષ્ણાથી સમૂદ્રના એક છેડાથી બીજા છેડા સૂધી પર્યટન કરી ગયો, ઇનામ મળવાની તૃષ્ણાથી અનેક યત્નોથી મહાન રાજાઓને સંતુષ્ટ કીધા, ભુત પ્રેતોને સિદ્ધ કરવા માટે અનેક રાત્રિઓ સ્મશાનમાં વ્યતિત કરી દીધી, તોપણ હજી સુધી હું તો જેવોને તેવોજ રહ્યો. અરે ! ઓ પાપિણી તૃષ્ણા ! હવે તો મને કૃપા કરીને તારા ફંદા-માંથી મુક્ત કર. પ્રિયવાંચક ! ભતૃહરિ જેવા જ્ઞાની જે તૃષ્ણાને એવી ભયંકર સમજે છે તે તૃષ્ણાની જાળમાં ફ-સાઈ, ફરી તેમાંથી આ સાધારણ મનુષ્યનું બિચારાનું શું ગજું કે તે પાર થઇ શકે ? માટે આ તૃષ્ણારૂપી વૈતરણી નદીમાંથી પાર ઉતરવાનો સુગમમાર્ગ એજ છે કે પોતાના હક ઉપર કમર બાંધવી અને તેમાંથીજ પોતાનો નિર્વાહ કરવો. અને એનું જનામ અપરિગ્રહ છે. આ કલ્પવૃક્ષની પાંચમી શાખા છે. એક તરફની પાંચ આંગળી એટલે પાંચ શાખાએ સમાપ્ત થઈ. હવે બીજી તરફનો ઝુમખો—શાખાઓ કહેવામાં આવે છે. બીજા ઝુમખાનું નામ नियम. છે. જેને માટે પતઞ્જલિ ઋષિએ યોગશાસ્ત્રમાં લખ્યું છે કેઃ—

૨૭ शौच सन्तोष तपः स्वाध्यायेश्वर प्रणिधानानि नियमाः॥
योग साधन पाद २२ सू०

શૌચં, સન્તોષ, તપ, સ્વાધ્યાય અને ઇશ્વર, પ્રણિધાન એ પાંચ નિયમ છે. આમાં પ્રથમની નાની શાખા શૌચ છે. માત્ર શરીરને સાબુથી વારંવાર ધોવું અને છાંટાથી છોવાઈ જવું તેનું નામ શૌચ નથી, પણ શરીર, મન, આત્મા અને બુદ્ધિ આચારોની શુદ્ધિ તેનું નામ શૌચ છે જેવી રીતે મનુ મહારાજે કહ્યું છે કેઃ—

૨૮ अद्भिर्गात्राणि शुध्यन्ति मनः सत्येन शुध्यति।
विद्या तपोभ्यां भूतात्मा बुद्धि र्ज्ञानेन शुध्यति॥
मनु० ॥ १०८

અર્થ:—જલથી શરીર શુદ્ધ થાય છે, સત્યથી મન શુદ્ધ થાય છે, વિદ્યા અને તપથી આત્મા શુદ્ધ થાય છે, બુદ્ધિ જ્ઞાનથી શુદ્ધ થાય છે. આ ચાર પ્રકારે ચારે વસ્તુઓને શુદ્ધ રાખવાનું નામ શૌચ છે. વળી તેની સાથે મનુમહારાજ એક સૌથી મોટી શુદ્ધિ બતાવે છે તેપણ ધ્યાનમાં લેવા જોગ છેઃ—

૨૯ सर्वेषा मेव शौचाना मर्थे शौचं परं स्मृतम्।
योऽर्थे शुचिः स शुचिः न मृद्वारि शुचिः शुचिः॥

સર્વ શૌચમાં ધન સંબંધી શૌચ સર્વથી મોટો શૌચ છે. એટલે પોતાના હકનું ધન લેવું અને બીજા હકની કોડી પણ વિષસમાન સમજવી એજ 'પુરો શૌચ—પવિત્રતા સમજવી. માટી અને પાણીથી કંઈ અંતઃકરણની શુદ્ધિ થતી

નથી. સર્વપ્રકારની પવિત્રતાનું નામ શૌચ છે. આ વૃક્ષની પહેલી શાખા છે.

"આ ઝુમખાની બીજી શાખા સંતોષ છે. એનો અર્થ કંઈક અપરિગ્રહમાં કહી આવ્યા છિયે બાકી સ્પષ્ટ પ્રમાણે છે., "यद्दच्छा लाभ संतुष्ठः" પોતાના પુરૂષાર્થના લાભમાંજ પ્રસન્ન રહેવું. સર્વ સુખનું મુળ સંતોષ છે. सन्तोषः परमं सुखम संतोષ એજ પરમ સુખ છે. એક મહાત્માએ કહ્યું છે કેઃ—૮

३० यत्सुखं शान्त चित्तानां सन्तोषामृत पायिनाम् ॥
कुतस्तद्धन लुब्धाना मितश्चेतश्च धावताम् ॥

જે સુખ શાન્ત ચિત્ત અને સંતોષરૂપી અમૃતપાન કરવાવાળાઓને પ્રાપ્ત થાય છે તે સુખ ધનના લોભી અહીંથી તહીં દોડવાવાળા મનુષ્યોને કયાં છે ? મહારાજ ભર્તૃહરિ કહે છે કેઃ—

३१ बयमिहपरितुष्टा वल्कलैस्त्वंदुकुलैः समइह परिवेषो निर्विशेषो विशेषः ॥ सहि भवति दरिद्रो यस्य तृष्णा विशाला मनासिच परितुष्टः काऽर्थवान् को दारिद्रः ॥

અમે(વલ્કલ)વૃક્ષનાં પાંદડાંઓના વસ્ત્રમાંજ પ્રસન્ન છિયે. તમે ઉત્તમોત્તમ રેશમી કપડાંઓમાં તેટલાજ પ્રસન્ન છો. અમારી અને તમારી પ્રસન્નતા સમાનજ છે. જો કહો કે તમે દરિદ્રી છો તો (તે ઠીક નથી) દરિદ્રી તેજ છે કે જેની તૃષ્ણા વિશાળ લાંબી છે. મનને સંતોષી લીધા પછી કોણ ધનવાન અને કોણ દરિદ્રી છે? ત્યારપછી સૌ સમાનજ છે.

३२ गोधन गजधन वजिधन और रत्न धन खानि ।
जब आवे सन्तोष धन सब धन धूरि समान ॥

કોઈ એક મહાપુરૂષે કહ્યું છે કે ગાય, ભેંસ, હાથી, ઘોડા અને કીમતી રત્નોનો ભંડાર ગમે તેટલો વધતો જાય પણ તૃપ્તિ થતી નથી. જ્યારે સંતોષરૂપી ધન પ્રાપ્ત થાય છે તે સમયે સર્વ ધન માટી સમાન ભાસવા લાગે છે.

३३ सन्तोषः परमो लाभः सन्तोषः परमं सुखम् ।
सन्तोषः परमं चायुः सन्तोषः परमं धनम् ॥

અર્થઃ—સંતોષ મોટો લાભ છે, સંતોષ મોટું સુખ છે. સંતોષ ઉત્તમ જીવન છે અને સંતોષ એજ ધનનો મોટો ખજાનો છે. માટે સર્વદા લોભ અને તૃષ્ણાથી દૂર રહી પરિશ્રમથી ઉપાર્જિત ધનમાંજ આનંદીત રહેવું, અને હિમત રાખી પરિશ્રમ કરતા રહેવું, પણ લાભ યા અલાભમાં સુખ-દુઃખ ન માનવું તેનુંજ નામ સંતોષ છે, અને આ વૃક્ષના ઝુમખાની બીજી શાખા છે.

ત્રીજી શાખા ( तपः ) તપ છે. જેનો અર્થ મહારાજ પતંજલિ લખે છે કેઃ—

स्वधर्मानुष्ठाने तपः १ ॥ योग० ॥

પોતાના ધર્મનું પાલન કરવું અર્થાત્ પોતાનું જીવન ધર્મ સાથે વ્યતીત કરવું. ગમે તેટલું કષ્ટ પડવા છતાં ધર્મનો ત્યાગ ન કરવો તેનું નામ તપ.

३४ नजातु कामान्न भयान्न लोभा
द्धर्मं त्यजेज्जी वि तस्यापि हेतोः ॥

અર્થાત્ કામને વશીભુત થઇ, કે લોભલાલચમાં ફસાઈ જઈ, કે ભયભીત થઇ જંઇ અથવા પ્રાણરક્ષા માટે પણ કદાપિ ધર્મનો ત્યાગ ન કરવો. કેમકે જન્મતો વારંવાર પ્રાપ્ત થવા સંભવ છે, પરંતુ ગયેલો ધર્મ ફરીથી પ્રાપ્ત થતો નથી. એક મહાત્માએ કહ્યું છે કેઃ—

३५. वृत्तंयत्नेन संरक्षेत् वित्तमायाति याति च ।
अक्षीणो वित्ततः क्षीणो वृत्ततस्तु हतो हतः ॥

(વૃત) અર્થાત્ ધર્મની રક્ષા યત્નથી કરવી. (વિત્તમ્) ધન તો આવે છે ને જાય છે, જે પુરૂષ ધનથી ક્ષીણુ થયેલો છે તે ક્ષીણુ નથી. પરન્તુ ધર્મથી રહિત થયેલો પુરૂષ સર્વથી રહિત થયેલો જાણવો. તેટલા માટે હમેશાં ધર્મની રક્ષા કરવી જોઇએ.

મહારાજ ભર્તૃહરિ લખે છે કે ન્યાયના રસ્તાથી બહાર એક ડગલું પણ ન ભરો. જેમકેઃ—

३६ निन्दन्तु नीति निपुणा यदि वा स्तुवन्तु ।
लक्ष्मीः समाविशतु गच्छतु वा यथेष्टम् ॥
अद्यैव वा मरणमस्तु युगान्तरे वा ।
न्याय्यात्पथः प्रविचलन्ति पदं न धीराः ॥

અર્થઃ—નીતિ નિપુણ પુરૂષો ગમે તો નિન્દા કરે ગમે તો વખાણ કરે. પૈસો આવે અથવા મરજી માફક ચાલ્યો જાય, આજ મરણ થાય અથવા યુગ પછી આવે તથાપિ ધીર વીર પુરૂષો ન્યાયમાર્ગથી એક ડગલું પણ હઠતા નથી. તેટલા માટે ન્યાય અને ધર્મથી જરાપણ ડ-

એવું નહિ. સદૈવ ધર્મમાર્ગ, ગ્રહણ કરી તેનાથીજ જીવન વ્યતિત કરવું. એજ મનુષ્ય જન્મની સાફલ્યતા છે. જે જે મનુષ્યો મનુષ્યજન્મ પ્રાપ્ત થયા છતાં ધર્મનો સંચય કરતા નથી તે એના દુર્ભાગ્યની પરિસીમા સમજવી. મહારાજ ભર્તૃહરિજીએ કહ્યું છે કેઃ—

૧૭ સ્થાલ્યાં વૈદૂર્યમય્યાં પચતિ ચ લશુનં ચન્દનૈરિન્ધનાદ્યૈઃ
સૌવર્ણૈર્લાંગલાગ્રૈર્લિખતિ ચ વસુધામર્કમૂલસ્ય હેતોઃ ।
છિત્વા કર્પૂરખણ્ડાન્ વૃતિમિહ કુરુતે કો દ્રવાણાં સમન્તાત્ ।
પ્રાપ્યે માં કર્મભૂમિં ચરતિ ચ મનુજો યસ્તપોમન્દભાગ્યઃ ॥

જે મનુષ્ય આ કર્મભૂમિ (પૃથ્વી) પર આવી તપ (ધર્મ) નથી કરતો તે ખરેખર દુર્ભાગીજ છે, જેવી રીતે કોઈને વિદુરમણિની થાળી પ્રાપ્ત થાય અને તે થાળીને ચુલાપર ચડાવી નીચે ચંદનની લકડી સળગાવી તેના ઉપર એટલે તે વિદુરમણિની થાળીમાં મહા દુર્ગંધથી ભરપુર લસણ પકાવે છે અને જેમ તે મનુષ્યને મહા મૂર્ખ સમજવામાં આવે તેમ મનુષ્ય જન્મ પ્રાપ્ત કરી જે ધર્માચરણ નથી કરતો તે મનુષ્યને પણ વિદુરમણિની થાળી ઉપર ડુંગળી પકાવનાર જેવો મહા મૂર્ખ સમજવો.

જેમ કોઈ મનુષ્ય સોનાનું હળ બનાવી તેનાથી જમીન ખેડીને પછી તેમાં આકડાનું વૃક્ષ વાવે તે કામ જેમ અજ્ઞાનતા, મૂર્ખતા અને દુર્ભાગ્યનું છે, તેવી રીતે મનુષ્ય જન્મ પ્રાપ્ત થયા પશ્ચાત્ ધર્માચરણ નહિ કરનાર મનુષ્ય પણ અજ્ઞાન મૂર્ખ અને દુર્ભાગીજ સમજવો. શરીરના છૂટી જવા પછી

પણ જે ધર્મ સાથી રહે છે તે ધર્મને હમેશના માટે પોતાના શરીર સાથે જોડી દેવો જોઇએ. મહારાજ મનુજીએ કહ્યું છે કેઃ-

३८ एक एव सुहृद्धर्मो निधने प्यनु मातियः ।
शरीरेण. समं नाशं सर्वमन्याद्धि गच्छति ॥

અર્થઃ—એક ધર્મજ મનુષ્યનો એવો મિત્ર છે કે જે મુઆ પછી પણ સાથે રહે છે. બાકી સર્વ મનુષ્યના શરીરની સાથેજ નષ્ટ થઈ જાય છે.

३९ धनानि भूमौ पशवश्च गोष्ठेनारी गृहद्वारिजनाः श्मशाने।
देहश्चितायां परलोकमार्गे धर्मानुगो गच्छति जीव एकः ॥

અર્થઃ— પૈસો જમીનમાં દાટેલો અથવા પેટીઓમાં બંધ થયેલો રહી જાય છે, હસ્તી ઘોડા આદિ પશુશાળામાં બાંધેલા રહી જાય છે, પ્રાણ કરતાં વહાલી સ્ત્રી પણ ઘરના દ્વારપર રોતી રોતી રહી જાય છે, કુટુંબનાં સર્વ મનુષ્યો શ્મશાનમાંજ રહી જાય છે, અને જેને આપણે અનેક કષ્ટો સહન કરી આ મનુષ્ય દેહ પ્રાપ્ત કરેલ છે તે કાયા પણ ચિતાપર બળી ભસ્મ—મિટ્ટી થઇ જાય છે, અને જીવની સાથે ફક્ત ધર્મ એકજ આવે છે. તેટલા માટે આ અસાર સંસારમાં ધર્માચરણ કરવું એજ સહુથી મોટું કામ છે. અને એનુંજ નામ તપ છે. આ શરીરરૂપી કલ્પવૃક્ષની ત્રીજી શાખા છે.

ચોથી શાખા સ્વાધ્યાય છે. અર્થાત્ પરમાત્માએ સૃષ્ટિની આદિમાં મનુષ્ય માત્રના જ્ઞાનને માટે ઋગ્વેદ, યજુર્વેદ, સામવેદ અને અથર્વવેદ એ ચારે વેદ આપેલા છે, તે ભં-

ભણવા, ભણાવવા, સાંભળવા અને સંભળાવવા તથા તે મુજબ ચાલવું અને અન્યને ચલાવવા એ મનુષ્યમાત્રની પ્રથમ ફરજ—મુખ્ય કર્ત્તવ્ય છે, જે વેદો ભણવાથી મહારાજ પતંજલીજી મહાભાષ્યમાં આજ્ઞા કરે છે કેઃ—

ब्राह्मणेन निष्कारणं षडङ्गो वेदोऽध्येयोज्ञेयश्च ।

અર્થાત્—બ્રાહ્મણોએ કોઈ પણ કારણ વિના ( કોઈ પણ પ્રકારની લાલચ વગર સ્વાભાવિક ધર્મ સમજી ) વેદોનું છ અંગો સહિત અધ્યયન કરવું તથા તેનું રહસ્ય બરાબર સમજવું જોઇએ. વળી એવીજ રીતે મનુ મહારાજ પણ કહે છે કેઃ—

योन धीत्य द्विजो वेदमन्यत्र कुरुते श्रमम् ।
सजीवन्नेव शूद्रत्व माशु गच्छति सान्वयः ॥

જે દ્વિજ વેદોનું અધ્યયન ન કરતાં અન્ય કામોમાં પ્રવૃત્ત થાય છે તે જીવતાં સૂધી કુટુંબસહ શુદ્ર થઈ જાયછે.

वेदाभ्यासो हि विप्रस्य तपः परमिहोच्यते ।

વેદોનું અધ્યયન કરવું એ બ્રાહ્મણનો ધર્મ છે તેટલા માટે જે વેદોનું અધ્યયન નથી કરતો તે શુદ્ર થઈ જાય છે. જે મનુષ્ય વેદોનું અધ્યયન નથી કરતો તે પોતાનું ધર્મ કર્મ જાણી શકતો નથી. જે મનુષ્ય વેદ નથી ભણતો તે પાપમાં સામેલ થઈ જાય છે. જે મનુષ્ય વેદ નથી ભણતો તે પશુવત્ સમજવો. તે વેદ ભણવાનો મનુષ્ય માત્રનો ધર્મ છે.

चातुर्वर्ण्यं त्रयो लोकाश्चत्वारश्चाश्रमाः पृथक् ।
भूतं भव्यं भविष्यं च सर्वं वेदात्प्रसिध्यति ॥
मनु ॥ १२ । ९७ ॥

ચાર વર્ણ, ત્રણ લોક, ચાર આશ્રમ, ભૂત, વર્તમાન ને ભવિષ્ય તે સર્વની વિદ્યા વેદોમાં રહેલી છે.

शब्दः स्पर्शश्च रूपं च रसो गन्धश्च पञ्चमः ।
वेदादेव प्रसूयन्ते प्रसूतिं गुण कर्मणः ॥ ९८ ॥

અર્થ:—શબ્દ, સ્પર્શ, રૂપ, રસ અને ગંધ એ સર્વે જ્ઞેય પદાર્થોનું જ્ઞાન વેદોદ્વારા થાય છે, અને વેદનાં એક એક પદાર્થની ઉત્પત્તિ ગુણ અને કર્મથી ભરેલી છે.

बिभर्ति सर्व भूतानि वेदशास्त्रं सनातनम् ।
तस्मादे तत्परं मन्ये यज्जन्तो रस्य साधनम् ॥

આજે સનાતન વેદ શાસ્ત્ર છે તે સર્વ વિદ્યાઓની દાનથી સંપૂર્ણ, પ્રાણીઓનું ધારણ અને સર્વ સુખને પ્રાપ્ત કરાવનારૂં છે તેટલા માટે અમે તે વેદ શાસ્ત્રને સર્વથી ઉત્તમ સમજીએ છિયે.

सेनापत्यं च राज्यं च दण्डनेतृत्व मेवच ।
सर्व लोकाधिपत्यं च वेदशास्त्रविदर्हति ॥

સેનાનું પ્રબંધ, રાજ્ય, યથાયોગ્ય દંડ આપવો, સર્વ લોકનું સ્વામીત્વ અર્થાત્ ચક્રવૃતિ રાજ્ય આ સર્વ વેદ-શાસ્ત્રને જાણુવાવાળોજ ઠીક કરી શકે છે માટે આ સર્વની જડ જે વેદશાસ્ત્ર તેનું અધ્યયન કરવું એ મનુષ્યનું પરમ કર્ત્તવ્ય છે અને એજ આ વૃક્ષની ચોથી શાખા છે.

પાંચમી શાખા (ईश्वर प्रणिधान) ઈશ્વરનો ભરોસો. અર્થાત્ સર્વ કર્મોમાં ઈશ્વરને સહાયક રાખવો અને તેનાજ બળ તથા ભરોસા ઉપર સર્વ કામો કરવાં જેમ કે એક મહાત્માએ કહ્યું છે કેઃ—

यो मे गर्भ गत स्यादौ पूर्वं कल्पितवान् पयः ।
शेषवृत्ति विधाने हि स किं सुप्तो गतोऽथवा ॥ १ ॥

જે પરમાત્માએ મારો જન્મ થયા પૂર્વેજ માતાની સ્તનમાં અમૃત સરખું પય (દૂધ) ભરી રાખ્યું છે એવી દશામાં ભોજન આપનાર તે શેષ આયુમાં ભોજન આપવા માટે સૂઈ રહેલ છે શું? તે ક્યાંઈ ચાલી ગયા છે શું? નહિ નહિ, મનુષ્યો! તે પરમ પિતા સર્વત્ર વ્યાપક છે તેના ઉપર પ્રબલ વિશ્વાસ રાખો કોઈ દુખી નહિ રહેશો. તે પિતા મહાન્ દયાવાન્, સર્વને યથાયોગ્ય પુરૂષાર્થાનુસાર ફળ આપે છે. ધર્મ સાથે કરેલ કર્મ અથવા પુરૂષાર્થનું અવશ્ય ફળ આપે છે. એજ વિશ્વાસપર ઋષિ, મહર્ષિ અને ધર્માત્મા લોક પોતાનું જીવન પરોપકાર માટે અર્પણ કરે છે, અને તેનો બદલો કંઈપણ કોઈ પાસેથી ચાહતા નથી જેમ કેઃ—

पिबान्ति नद्यः स्वयमेव नाम्भः स्वयं न खादन्ति फलानि वृक्षाः।
धाराधरो वर्षति नात्महेतोः परोपकाराय सतां विभूतयः ॥

નદીઓ સ્વયં (પોતાનું) જળ પાન નથી કરતી, વૃક્ષો પોતાનાં ફળોને ખાતાં નથી, વરસાદ પોતાના માટે નથી વરસતો. તેવી રીતે સર્વ સત્પુરૂષોની વિભૂતિ (ઐશ્વર્ય) પરોપકાર માટેજ હોય છે.

સત્પુરૂષો પોતાનું જીવન પરોપકાર માટેજ ઈશ્વરના વિશ્વાસપર વ્યતીત કરે છે અને તે જગદીશ્વર સર્વનું હિતજ ચાહે છે. આપણી જે કંઈ ખરાબી કે દુઃખ થાય છે તે આપણાં દુષ્કર્મોનુંજ ફળ છે, દુખ પડવાથી જે લોકો પોતાનાં પાપ કર્મોનું ફળ ન માનતાં પરમાત્માને દોષ દે છે તે મહા પાપી અને મહા અજ્ઞાની છે.

એક માણસ વિદેશમાં દીર્ઘકાળથી થોડા પગાર ઉપર નોકર હતો. ઘણા દિવસ પશ્ચાત્ તે ઘર તરફ પાછો આવતો હતો. રસ્તામાં એક સારૂં શહેર આવ્યું ત્યાં તેણે વિચાર કર્યો કે આ શહેરમાંથી મારી સ્ત્રી અને મારાં છોકરાંઓ માટે કાંઇને કાંઈ ચીજ લઈ જાઉં તો ઠીક. કેમકે લાંબા સમય પછી ઘેર જાઊં છું અને તેઓ પૂછશે કે શું લાવ્યા? તેટલા માટે મન સાથે નિશ્ચય કર્યો કે કંઈક લેવું. જોયું તો પાસેથી પૈસાની જૂજ રકમ માલુમ પડી જેથી થોડી કીંમતની વસ્તુ લેવા નિશ્ચય કર્યો. સ્વપત્નિ માટે એક કાચા રંગની પણ જોવામાં અતિ સુંદર એવી ભભકાદાર સાડી ખરીદી, અને છોકરાંઓ માટે સારી સારી મિઠાઈ ખરીદ કરી. સર્વ સામાન (પોટલું) માથા ઉપર લઈ ઘર તરફ પ્રયાણ કર્યું. શહેરથી એક બે માઇલ ચાલ્યો તેટલામાં એકાએક આકાશ વાદળથી ઘેરાઇ ગયું, અને વરસાદ મોટા જોરથી પડવા લાગ્યો. તેને લીધે તેનાં સર્વ કપડાં આદિ સૌ ભીંજાઈ ગયું. કાચા રંગની સાડીમાંથી રંગ ટપકવા લાગ્યો. મીઠાઇ પણ પીંગળી ગઈ. ત્યારે તે માણસને બહુ રીસ ચડી અને ઈશ્વરને હજારો કડવાં વેણ કહેવા

લાગ્યો કે જુઓ તો પરમેશ્વર કેવો અન્યાયી છે ! ઘણાં વર્ષે હું ઘેર જાઉંછું અને મારી સ્ત્રી તથા છોકરાંઓ માટે જે લઇ જાઉં છું તે પણ ઈશ્વરથી સહન ન થઈ શકયું ! કે આટલો વરસાદ વરસાવ્યો ! અરે મારી સર્વ વસ્તુઓ નાશ થઈ ગઈ ! ઈશ્વરનું હૃદય કેવું ક્રૂર ? આવી રીતે બડબડાટ કરતો હતો, એટલામાં બે જણ લૂટારા બંદૂક ચડાવી તેની તરફ નિશાન તાકી તેને લૂટવા સારૂ દોડતા દોડતા પાસે આવતા હતા. તેવામાં એક લૂટારાનો પગ પાણીને લઈને લપસી ગયો, અને તેથી તે કાદવમાં પડી ગયો અને પડતાંની સાથેજ તેનો પગ ભાંગી ગયો. આ બનાવથી બીજા લૂટારાને બહુ રીસ ચડી અને બોલ્યો કે એની પાસેથી લૂટનો માલ તો કંઈ ન મળ્યો પણ ઉલટો મારો ભાઈ લંગડો થયો. હવે આ વટેમાર્ગુનો પ્રાણ લેવો. એમ નિશ્ચય કરી બંદૂક તેના ઉપર છોડી, પરંતુ બંદૂકની ટોપી અને બારૂદને વરસાદની સરદી લાગેલી હોવાથી આગ ઉત્પન્ન થઇજ નહિ. આથી વધારે ગુસ્સા ઉપર આવી બીજીવાર બંદૂક છોડી તે પણ સરદીને લીધે નિષ્ફળ નીવડી, લૂટારાના સર્વ ઈલાજ રદ ગયા ને મુસાફરને કંઈપણ નુકસાન ન થયું, ત્યારે તેની શુધ સાન ઠેકાણે આવી, અને ઘણો પશ્ચાતાપ કરવા લાગ્યો કે, હે નાથ ! હે જગદીશ ! હે પરમ પિતા ! હું મહામૂર્ખ અને અજ્ઞાની જીવ છું. જો આજે વરસાદ ન વરસ્યો હોત તો કોઈપણ પ્રકારે મારા પ્રાણનું રક્ષણ થાતજ નહિ. હું અહિંયાંજ માર્યો જાત. જે વરસાદ વરસવાથી મેં આપને અનેક દોષો આપ્યા હતા તે વરસાદ

મારા માટે અમૃતમય નીવડયો. તેજ વરસાદે મારો જીવ બચાવ્યો. નહિ તો મને બચવાનો કોઇપણ ઈલાજ નહોતો. આવી રીતે દુઃખ પડતી વેળા જેઓ પોતાનાં પાપોનું સ્મરણ ન કરતાં ઈશ્વરને દોષ દેવા લાગે છે તેઓ મહા પાપી છે. તે પરમકૃપાળુ પિતા તો સર્વનું હિત જ ચાહે છે તે પરમાત્માનો હમેશાં ભરોસો રાખવો, અને પરોપકારાદિ ધર્મ કર્મો હમેશ વિશ્વાસ સાથે કરતા રહેવું. પોતાના આત્માને પરમાત્મા પ્રત્યે સમર્પણ કરી દેવો એનુંજ નામ ઈશ્વર પ્રણિધાન છે અને તે આ વૃક્ષની (૫) પાંચમી શાખા છે. પાંચમી શાખા પૂરી થઈ.

જેવી રીતે મેં આ શરીરરૂપી કલ્પવૃક્ષના નિયમ બતાવ્યા અર્થાત્ પ્રાતઃ અને સંધ્યાકાળે સંધ્યોપાસનાથી જડ જમાવવી અને પ્રાણાયામથી પાણી આપવું, અને (૧) અહિંસા, (૨) સત્ય, (૩) અસ્તેય, (૪) બ્રહ્મચર્ય, (૫) અપરિગ્રહ, (૬) શૌચ, (૭) સંતોષ, (૮) તપ, (૯) સ્વાધ્યાય, અને (૧૦) ઈશ્વર પ્રણિધાન આ દસ વૃક્ષની શાખાઓ. આ સર્વ નિયમો સાથે જયારે આ શરીરરૂપી કલ્પવૃક્ષનું પાલન કરવામાં આવશે ત્યારે આ વૃક્ષ એવું તૈયાર થશે કે આપ એની પાસેથી જે ફળ માગશો તે તે આપશે એમાં કંઈપણ સંદેહ જ નથી. સંસાર સંબંધી જેટલાં સુખ અને પરલોક સંબંધી જેટલા પદાર્થ છે તે સર્વ આ કલ્પવૃક્ષ આપણને આપી શકશે લોકોએ જે ફળ અન્ય કલ્પવૃક્ષથી મળવા બતાવ્યું છે તે અસમ્ભવ છે પરંતુ આ શરીરરૂપી જે કલ્પવૃક્ષ છે તે આલોક અને પરલોકમાં સર્વ ચીજો પ્રાપ્ત

કરાવનારૂં છે, કોઇપણ વસ્તુની પ્રાપ્તિ તેનાથી દુર્લભ નથી. આ કલ્પવૃક્ષ સર્વ ઇચ્છિત પદાર્થો આપી શકે છે—

સ્વર્ગમાં બીજી વસ્તુ લોકો કામધેનુ બતાવે છે. કામધેનુ એટલે ઇચ્છો મુજબ આપનારી ગાય. તેની પાસેથી જે માગો તે આપણને આપે છે. દૂધ માગો તો દૂધ, સોનું માગો તો સોનું, ચાંદી માગો તો ચાંદી, સાકર માગો તો સાકર, મતલબ કે માગનારની ઇચ્છા મુજબ સર્વ પદાર્થો તે આપે છે. એક ગાય કે જેમાંથી આપણને દૂધ મળી શકે છે, તેમાંથી સોનું, ચાંદી વગેરે વસ્તુઓ મળવાની વાત અસંભવિત લાગે છે. ગાય કદી સોનું ચાંદી આપે ખરી? કેમકે ગાયનું કામ દૂધ આપવાનું છે.

પરન્તુ જે કામધેનુ હું બતાવવા માગુંછું તે એટલી મોટી શક્તિવાળી છે કે તેની પાસેથી જે જે વસ્તુઓ માગો તે સર્વ આપણને આપી શકશે. પરન્તુ શરત એટલી જ કે, આપણે તે ગાયને પોતાને ઘેર બાંધવી પડશે. હવે તે કામધેનુ કઇ છે, તે હું આપને જણાવુંછું. સાંભળો, તે ગો "વિદ્યા" છે જે વિદ્યા પશુને પણ મનુષ્ય સમાન બનાવવા સમર્થ છે, જે વિદ્યા અજ્ઞાની અને મુર્ખને જ્ઞાનવાન અને લાયક બનાવે છે, વિદ્યા મોટું દૈવત છે. વળી સર્વત્ર વિદ્યાનું સુપૂજન થાય છે, વિદ્યાની આગળ ધન કાંઈ વિસાતમાં નથી, વિદ્યા વિનાનો માણસ પશુ સમાન છે.

શ્લોક.

रुप यौवन संपन्ना विशाल कुल संभवाः ।
विद्याहीना न शोभन्ते हंस मध्ये बको यथा ॥

અર્થ:—માણસ ગમે તેવો રૂપવાન હોય, યુવાન હોય, મોટો કુલિન હોય તોપણ વિદ્યા વિના કદી પણ તે શોભાને પામતો નથી. જેમ હંસની સભામાં બગલો શોભતો નથી તેમ. જેમ સુગંધ વિનાનું પુષ્પ તેમ વિદ્યા વિનાનો મનુષ્ય નર પશુ—

३९ कोकिलानाम् स्वरो रूपम् स्त्रीणां रुपं पतिव्रतम्
विद्या रुपं कुरूपाणाम् क्षमा रुपं तपस्विनाम् ॥

અર્થ:—કોયલનું રૂપ તેનો મધુર સ્વર છે, સ્ત્રીઓનું રૂપ તેનું પતિવ્રતપણું છે, तपस्वीओनुं રૂપ ક્ષમા છે, તેમ કુરૂપ મનુષ્યનું રૂપ વિદ્યા છે. વિદ્યા એક એવો મોટો ખજાનો છે કે તે કદી જ ખૂટતો નથી તેને ચોર ચોરી કરી શકતો નથી, રાજાથી લઈ જે વિદ્યા હબશીઓના સંતાનોને રાજા તુલ્ય બનાવી દે છે, જે વિદ્યા અંધકારમાં પ્રકાશ કરી મૂકે છે, જે વિદ્યાની પ્રશંસા લખતાં વાંચતાં મહા વિદ્વાનોની કલમ થાકી ગઇ છે, જે વિદ્યાની પ્રશંસા લખવામાં લોકોએ મોટાં મોટાં પુસ્તકો લખી નાખ્યાં તોપણ પ્રશંસા પૂરી થઈ નહિ. તે વિદ્યાના સંબંધમાં મહારાજ ભર્તૃહરિ લખે છે કે,—

श्लोक ४० मो.

विद्यानाम नरस्य रुप मधिकं प्रछन्न गुप्तं धनम् ।
विद्या भोग करी यशः सुख करी विद्या गुरुणां गुरुः ॥
विद्या बंधुजनो विदेश गमने विद्या परं दैवतम् ।
विद्या राजसु पूजिता न तु धनं विद्या विहीनः पशुः ॥१॥

અર્થઃ— વિદ્યા માણુસનું મોટું સ્વરૂપ છે ગમે તેવો કદરૂપો અને કુરૂપ હોવા છતાં પણ વિદ્વાન માણુસનું સર્વત્ર સન્માન થાય છે. વિદ્યા ગુપ્ત ધન છે, વિદ્યા સર્વ જાતના ભોગ, યશ, અને સુખને આપનારી છે, વિદ્યા ગુરૂની પણ ગુરૂ છે, વળી વિદ્યા વિદેશમાં બન્ધુ સમાન છે. રાજદરબારમાં વિદ્યાજ પૂજાય છે, ધનની પૂજા કરી શકાતી નથી. વિદ્યામાં ભાઇનો ભાગ પડતો નથી, અને વિદ્યાને જેમ વાપરો તેમતે વધતીજ જશે.

દુનિયામાં યશ મેળવવાને માટે માણુસો વાવ, કુવાઓ, ધર્મશાળાઓ, બાગ, બંગીચા, આદિ બનાવે છે પણ આ બધા ઉપાયોથી તેનો યશ ચિરંકાલ રહેતો નથી. પણ વિદ્યાથી માણુસનું નામ અમર રહે છે. સૃષ્ટિના આદિથી અંત સુધી માણુસોનું નામ કાયમ રાખનાર યદિ કોઈપણ પદાર્થ હોય તો તે વિદ્યાજ છે. અમારા વૃદ્ધ મહર્ષિ ગૌતમ, કણાદ, પતંજલિ, કપિલ, જૈમિની, વ્યાસાદિ ઋષિઓએ જ્યારે સંસારને તુચ્છ સમજી વિદ્યા વિચારને જ મુખ્ય ગણ્યો તેથીજ તેઓનું નામ અદ્યાપિ તેઓનાં બનાવેલાં ષટ્ શાસ્ત્રોથી જગપ્રસિદ્ધ ચાલુ–કાયમ છે. અને જ્યાં સુધી સંસાર રહેશે ત્યાંસુધી તેઓનાં નામ અમર રહેશે.

એક કણાદનેજ માટે જુઓ કે જે " कणानत्तीति कणाद्: " તુટેલા અનાજને ભેગું કરી ખાતા હતા, તેમનો વિચાર એવો હતો કે આખા અનાજને ખાવાથી બીજ મારું જશે તેથી તુટેલા અનાજથી શરીરનું પોષણ કરી યોગાભ્યાસથી જે વખત બચતો હતો તે વિદ્યા અભ્યાસમાં

ગાળતા હતા અને પોતાની વિદ્યાનો નમુનો, વૈશેષિક દર્શન, બનાવી ગયા કે જેના વાંચવાથી અનેક અજ્ઞાનીઓનું અજ્ઞાન દૂર થાય છે અને જ્યાં સુધી સંસાર રહેશે ત્યાં સુધી તેમનું કીર્તિવંતુ નામ અમર રહેશે. વિદ્યા મોટાં મોટાં સુખોને આપવાવાળી છે અર્થાત વિદ્યાના બળથી માણસ રાજપદ સુધી પામી શકે છે. ૨૦ વર્ષનું બાળક જે વિદ્યાથી પૂર્ણ છે તે સો વર્ષના અજ્ઞાન વૃદ્ધનું ગુરૂ થઈ શકે છે.

મનુ મહારાજ કહે છે કે,—

न हायनैर्न पलितैर्न.

ઋષિયોએ આ ધર્મથી નિર્ણય કર્યો છે કે માણુસ વર્ષોથી મોટો ગણાતો નથી, ન વાળ સફેત હોવાથી, ન ધનથી, ન કુટુંબથી. પણ જે વિદ્વાન છે તેજ અમારામાં મોટો છે; તેથી વિદ્યા ગુરૂઓની પણ ગુરૂ છે, પરદેશમાં વિદ્યા ભાઇનું કામ સારે છે. આપ એકલા કોઇ પણ સ્થળે ચાલ્યા જાઓ, પણ જો આપની પાસે વિદ્યા છે, તો અનેક લોકો ભાઇ, કુટુંબી, બલ્કે નોકર સૂધીનું કામ આપવા તૈયાર છે. વિદ્યા બહુ મોટું ભાગ્ય છે. ગમે તેવા કમનસીબ માણુસે પણ જો સત્ય વિદ્યા સંપાદન કરી છે, તો તે સંસારમાં દુઃખી અગર ભૂખ્યા કદિપણ રહેશે નહિ. વિદ્યાની પ્રત્યક્ષ પરીક્ષા જોવી હોય તો રાજ્યદરબારમાં જઇને જુઓ. ત્યાં મોટા મોટા ધનવાનોને પગ આગળ નીચે બેસાડવામાં આવે છે. અને ત્યાં કોઇ વિદ્વાન જઇ ચડે તો તેને રાજાની બરાબરીમાં—જોડમાં બેસાડવામાં આવે છે. ધનવાનોથી મોટી પ્રતિષ્ઠા અને માન, વિદ્વાનોનું સંભાળવામાં આવે છે. ધનને ત્યાં કોઇ

પૂછતું નથી. તેથી વિદ્યાધન સર્વ ધનથી ઉત્તમ છે. આ વિદ્યા જેની પાસે નથી તે પશુ સમાન છે.

એક વિદ્વાને કહ્યું છે કે,

केयुरान विभुषयन्ति पुरुषं हारा न चन्द्रोज्वला–
न स्नानं न विलेपनं न कुसुमं नालंकृता मूर्धजाः।
वाण्येका समलंकरोति पुरुषं या संस्कृता धार्यते–
क्षीयन्ते खलु भूषणानि सततं वाग्भूषणं भूषणम् ॥

અર્થઃ—કેયૂર–બાજુબંધનું પહેરવું પુરૂષને કાંઈ શોભા આપતું નથી, તેમજ ચંદ્રમા સરખા ઉજ્વળ હારો પણ શોભારૂપ નથી. ગમે તેટલા સાબુથી સ્નાન કરે, ચંદન લગાવે, ફૂલો ધારણ કરે, અને અલંકારો પહેરે, વાળોને સુશોભિત બનાવે તોપણ એમાંનું એકે શોભારૂપ નથી. પણ શુદ્ધ વાણી–વિદ્યારૂપી ભૂષણજ શોભારૂપ છે. વિદ્યા વિનાની માણસની શોભા કંઈજ નથી. કેમકે અન્ય સર્વ ભૂષણો ક્ષીણ–નાશવંત છે. પણ ઉત્તમ સંસ્કૃત વાણી સદાને માટે નાશરહિત શોભાયમાન રહે છે. આવીજ રીતે એક અન્ય મહાત્માએ કહ્યું છે કે,—

न चोर चौर्यं न च राज हार्यं न भ्रातृ भाज्यं न च भारकारी।
व्यये कृते वर्धत एव नित्यं विद्याधनं सर्व धन प्रधानम् ॥

અર્થઃ—વિદ્યા એ એક એવું મોટું ધન છે કે તેને કોઇ ચોર ચોરી શકતા નથી. રાજાઓ લૂટી શકતા નથી. ભાઇઓ પણ તેમાં ભાગ પડાવવા અસમર્થ છે. વળી તેનો કાંઇ બોજો લાગતો નથી. વિદ્યાનો ખર્ચ કરવાથી તેમાં

ઘટાડો કદી પણ થતોજ નથી. તે ઉલટી વધતી જાય છે–અનુભવ મળતો જાય છે. આટલા માટે વિદ્યારૂપી ધન સર્વ ધનોથી પ્રધાન–ઉત્તમ ધન છે. અને મનુષ્યોને મોટા મોટા દુર્લભ પદાર્થો આપનારૂં છે.

मातेव रक्षति ।

અર્થઃ—વિદ્યા માતાની માફક રક્ષા કરે છે. પિતાની માફક માણસોને શુભ કાર્યોમાં પ્રવૃત્ત કરે છે. સ્ત્રીઓની માફક સર્વ દુઃખોને દૂર કરી આનંદ આપે છે. ચિત્તને પ્રસન્ન રાખે છે. અને સંસારની સર્વ દિશાઓમાં કીર્તિને ફેલાવી દે છે. બસ, સંસારમાં એવી કોઈ ચીજ નથી કે જે કલ્પવૃક્ષની માફક વિદ્યા, પ્રાપ્ત ન કરાવી શકે, બલ્કે વિદ્યા આગળ બીજાં બધાં ધન તુચ્છરૂપ છે.

शांतिश्चेत् कवचेन ।

અર્થઃ—અગર માણસોમાં ક્ષમાશક્તિ છે, તો કવચ પહેરવાની શી જરૂર છે? ક્રોધ છે તો અન્ય દુશ્મનોની શી જરૂર છે? જાતિના લોક છે તો પોતાને પોતે ચિતામાં આગ લગાડવાની શી જરૂર છે? સાચા મિત્રો છે, તો દિવ્ય ઔષધિની શી જરૂર છે? જો દુર્જન છે તો સર્પોની શી જરૂર છે? સાચી વિદ્યા છે તો ધનની શી આવશ્યકતા છે? લાજ છે તો અન્ય ઘરેણાંઓની શી જરૂર છે? યદિ ઉત્તમ વિદ્યા અને કવિત્વ શક્તિ છે તો રાજ્ય પદની શી આવશ્યકતા છે? આવું વિદ્યારૂપી ઉત્તમ રત્ન જેની પાસે નથી તે મનુષ્ય નથી. જેમકે,—

येषां न विद्या न तपो न दानं, ज्ञानं न शीलं न गुणो न धर्मः ।
ते मृत्युलोके भुवि भार भूता, मनुष्य रूपेण मृगाश्चरन्ति ॥

અર્થ:—જે લોકોની પાસે વિદ્યા નથી, તપ નથી, દાન નથી, જ્ઞાન નથી, શીળ નથી, ગુણ નથી, ધર્મ નથી, તે લોકો આ પૃથ્વી ઉપર બોજારૂપજ છે. મનુષ્યનો આકાર છતાં તે મૃગ પશુજ છે. વાસ્તવમાં જે લોકોની પાસે આ ગુણોમાંથી એક પણ નથી, તેઓનાથી સંસારના બગાડ શિવાય અન્ય શો ઉપકાર થઈ શકવાનો છે? જે લોકો પોતાનાં સંતાનોને વિદ્યા નથી ભણાવતાં તે લોકો મહા અજ્ઞાની અને સંતાનોનાં મોટાં દુશ્મન છે. જેમ કે:—

माता शत्रु पिता वैरी येन बालो न पाठ्यते ।
सभामध्ये न शोभन्ते हंसमध्ये बको यथा ॥

અર્થ:—તે માતા શત્રુ અને પિતા મોટો દુશ્મન છે કે જેણે પુત્રને વિદ્યા નથી ભણાવી; કારણ કે તે પુત્ર સભાની અંદર એવો શોભે છે, કે જેવો હંસની સભામાં બગલો શોભે છે. મહા શોકની વાત છે કે આજકાલના ધનવાન લોકોનું એમ કહેવું છે કે, ભાઇ અમારી પાસે ધન ઘણુંજ છે. શું વિદ્યા ભણાવી અમારે નોકરી કરાવવી છે? તે બિચારા એમજ સમજે છે કે,-વિદ્યામાત્ર નોકરીને માટેજ ભણાવવામાં આવે છે. પણ એમ નથી જાણતા કે વિદ્યા એ એક જ્ઞાનનો મહાન ઉદધિ છે. અને વિદ્યા વિનાનો માણસ પશુ સમાન છે. પશુ ધનના આનંદને નથી જાણતો. વાંદરાના ગળામાં મોતીની માળા નાંખો તો તેનો મર્મ તે શું

સમજશે ? બલ્કે લોડીને ફેંકી દેશે. તેમજ જે લોકોની પાસે માત્ર ધન છે, પણ વિદ્યા નથી, તે તેના-ધનના ઉપયોગને સારી રીતે સમજી શકતો નથી. અને તે વિદ્યા અને જ્ઞાનરૂપી અંકુશ રહિત ઇંદ્રિયોને કાબુમાં રાખી ન શકવાથી બુરી સંગતિથી ધનને પાયમાલ-નાશ કરવા ચૂકતો નથી. અનેક ધૂર્તો હમેશાં શ્રીમંતોનાં છોકરાંઓને બુરા સંગત અને બુરી ટેવોમાં ફસાવવાની કોશીશ કરી તેમની પાસેથી ધન લુંટવાના પ્રયત્નો કરે છે. સેંકડો શ્રીમંતોનાં ઘર આવી રીતે પાયમાલ થઇ ગયાં અને થતાં જાય છે.

કુસંગત અને વિષયોથી બચવા માટે વિદ્યાનીજ આવશ્યકતા છે. જેની પાસે વિદ્યારૂપી હથિયાર છે તે બુરી સંગતિથી બચવા સમર્થ છે. અને ધનનું યથાર્થ પાલન કરવા શક્તિવાન થઈ શકે છે. વળી વિદ્યારૂપી સાધનથી ધનનો સદ્ ઉપયોગ થઇ શકે છે, અને નિત્ય તેમાં વૃદ્ધિ થતી જાય છે. વિદ્વાન માણુસ પોતાનું જીવન આનંદ સાથે વ્યતિત કરતાં યશનો ભાગી બને છે. કદાપિ તેની પાસેથી ધન ચાલ્યું જાય, તો ફરીને પણ મેળવવા તે સમર્થ છે. કેમકે વિદ્યાની આગળ લક્ષ્મી દાસ સમાન છે. વિદ્વાન માણુસ ઉત્તમ સુખનો ભોક્તા થઇ શકે છે. સંસાર આનંદથી વ્યતિત કરે છે, અને અન્ય મનુષ્યોને પણ તે આનંદદાયક અને સુખકર થઇ શકે છે. પણ જો અજ્ઞાની-વિદ્યારહિત મનુષ્ય પાસેથી ધન ચાલ્યું જાય ત્યારે તેની દુર્દશા થવાથી તેનો આખર મૃત્યુ શિવાય અન્ય ઇલાજ રહેતો નથી. તેટલા માટે સમજુ માણુસે ગમે તેટલું ધન છતાં પોતાના સંતા-

નોને વિદ્યા અવશ્ય ભણાવવી. બદલે સંતાનમાટે ધન એકત્ર કરવા કરતાં તેમને વિદ્વાન અને સદાચારી બનાવવાની લાખગણી વધારે આવશ્યકતા છે. જે લોકો ધનના ભરોસાપર સંતાનોને મૂર્ખ રાખે છે, તેઓ પોતેજ તે મૂર્ખ સંતાનોથી દુઃખી થાય છે.

## अंजातमृत मूर्खाणां ।

અર્થઃ—દુઃખ દેવાવાળી સંતતિ ત્રણ પ્રકારની છે. એક (अजात) જે ઉત્પન્ન થતી નથી. બીજી (मृत.) જે ઉત્પન્ન થઇને મરી જાય. ત્રીજી મૂર્ખ. આ ત્રણેમાં પ્રથમ તો સારી છે, કેમકે તે માતા પિતાને થોડું દુઃખ આપે છે, પણ ત્રીજી જે મૂર્ખ તેતો માતા પિતાને મહાન કષ્ટદાયક છે. મૂર્ખ પુત્રો માતા પિતાને સદા દુઃખી રાખે છે, તેમના આત્માને સતાવે છે. તેમની આજ્ઞાનું પાલન કરતો નથી. ધનને વ્યર્થ ગુમાવે છે. કુસંગતમાં પડે છે. ધનને વ્યર્થ ખોઇ નાંખે છે. પોતાનો સમય વ્યર્થ ગુમાવે છે. માતા પિતાની સેવા કરતો નથી. માતા પિતાને વૃદ્ધાવસ્થામાં, મૂર્ખ સંતાનોથી મહા દારૂણ દુઃખો સહન કરવાં પડે છે. તે માટે સંતાનને મૂર્ખ રાખ્યા કરતાં સંતાન થાયજ નહિ, તે હજાર દરજ્જે શ્રેષ્ટ છે.

## वरं गर्भ स्रावो ।

અર્થ—ગર્ભનું પડી જવું સારૂં છે ઋતુકાલમાં સ્ત્રી પાસે ન જવું સારૂ, પુત્રનું ઉત્પન્ન થતાં મરી જવું સારૂ, કન્યા ઉત્પન્ન થવી સારી, સ્ત્રી વંધ્યા રહી જાય તે સારી, પણ ગમે તેવો સુંદર અને મજબુત હોવા છતાં મૂર્ખ પુત્ર સારો

મોક્ષ જે વિદ્યાથી મનુષ્યો, ધર્મ, અર્થ, કામ અને મોક્ષ પ્રાપ્ત કરવા શક્તિમાન થઇ શકે છે, તે વિદ્યા પ્રાપ્ત કરવી પ્રત્યેક મનુષ્યો માટે અત્યંત આવશ્યક છે. વિદ્યા પ્રત્યક્ષ કામધેનુ છે. તેની પ્રાપ્તિ કરનાર મનુષ્ય સર્વ પ્રાપ્ત કરી શકે છે. સ્વર્ગની બીજી વસ્તુ ઉપર વર્ણવેલી આ "વિદ્યા" જ છે.

૧ હવે સ્વર્ગમાં ત્રીજી વસ્તુ હંસ છે. હંસ શું છે? હંસ એક પ્રકારનું પ્રાણી છે જેમાં દૂધ અને પાણી પૃથક્ કરવાનો ગુણ છે. દૂધ અને પાણી એકત્ર કરીને તેમાં હંસની ચાંચને રાખીએ તોતે બંને અલગ થઈ જાય છે. આ ગુણ હંસથી કદી અલગ રહી શકતો નથી. મહારાજ ભર્તૃહરિએ કહ્યું છે કેઃ—

अम्भोजिनीवन ।

અર્થઃ—યદિ બ્રહ્મા સ્વયમ્ જો હંસપર નારાજ થઇ જાય તો હંસનું શું બુરૂં કરી શકે છે! કરી શકે છે તો એટલુંજ કે, જે તળાવમાં તે રહે છે તે તળાવમાં કમળોને સુકવી નાખશે. જો તેથી વધારે બુરૂં કરી શકે છે તો એટલુંજ કે, તળાવનું પાણી સૂકવી નાંખશે; પરંતુ દૂધ અને પાણીને અલગ કરવાની જે અદ્‌ભુત શક્તિ હંસમાં છે, તેને તો બ્રહ્મા પણ અલગ કરી શકતા નથી. હવે આ આશ્ચર્યજનક શક્તિ ધરાવવાવાળો હંસ, તે શું છે, તે આપને બતાવવું આવશ્યક છે. માન્યવરો હંસ કોઈ પક્ષી નહિ પણ આ મનુષ્યજ છે. અને દૂધ પાણીને અલગ કરવાની જે શક્તિ તે સત્ય અને અસત્યને છાંડવાનીજ શક્તિ સમજશો.

મનુષ્ય જો વિદ્યા અને વિવેકથી તે શક્તિને ધારણ કરી લે તો તે મનુષ્ય ખરેખર હંસ માફક શક્તિવાન છે. અરે ! હંસ તો શું, પણ તે પરમહંસ પણ થઈ શકે છે. કેમકે ' હંસોમાં હંસ ' જે પરમાત્મા સુધી પહોંચાડી શકે તે પરમહંસ જાણવો. કારણ કે તે પરમહંસમાં પ્રકૃતિ અને પરમાત્માને અલગ અલગ કરી સાફ સાફ બતાવી દેવાની શક્તિ હોય છે. હંસો કાજમ માછલાની માફક પાણીમાં પોતે ડૂબી જતા નથી, પણ પાણીની ઉપર હમેશાં તર્યા કરે છે, તેમજ ખરેખરા હંસ થવાની ઇચ્છા રાખનારા ભ્રાતાઓ, આ સંસારમાં કામ, ક્રોધ, લોભ, મોહ, મદ, મત્સર આદિમાં લુપ્ત ન થતાં તે શત્રુઓને હણી, હંસની માફક સંસારમાં રહ્યા છતાં, સંસારથી અલગ રહો. સ્વર્ગ પ્રાપ્તિનું ત્રીજી વસ્તુ જે હંસ તે ઉપર વર્ણવ્યા મુજબ આજ હંસ સમજશો.

ચોથો પદાર્થ સ્વર્ગમાં જે અમૃત બનાવવામાં આવેલ છે તે એવી વસ્તુ છે કે, જેના પીવાથી માણુસ અમર થઇ જાય છે. તે અમૃત આ સંસારમાં શું છે ! ટિબેટ કે અન્ય કોઇ સ્થળે એવી કોઇ વસ્તુ નથી કે જેના પીવાથી માણુસો અમર થઈ શકે ! બાકી માન સરોવરનું જળ ઘણુંએ મીઠું છે. માણુસની આરોગ્યતાને તે અવશ્ય ઠીક રાખે છે. ઘણી ઘણી કઠણ બિમારીઓ પણ તેથી ચાલી જાય છે. ઇત્યાદિ અનેક ગુણો તે ( તિબેટના ) માનસરોવરમાં છે. પણ હું તેજ અમૃતને બતાવું છું. કે જેના પીવાથી માણુસ અવશ્ય

અમર થઇ જાય છે. તે અમૃત યજુર્વેદના ૪૦ માં અધ્યાયમાં વર્ણન કરવામાં આવ્યું છે. જેમકે,—

विद्यां चा विद्यां

અર્થઃ—વિદ્યા અને અવિદ્યા આ બે પદાર્થ સંસારમાં છે. માણસો અવિદ્યાને જાણી દુઃખોથી બચે છે. સંસારમાં આજકાલ જેટલી વિદ્યાઓ પ્રચલિત છે, અર્થાત સાયન્સ વિજ્ઞાન, ફિલાસોફી, લાજીક, કેમેસ્ટ્રી, ડોક્ટરી આદિ સર્વ વિદ્યાઓને વેદમાં વિદ્યાના નામે ગણી નથી વિદ્યામાત્ર બ્રહ્મ વિદ્યાનેજ ગણવામાં આવી છે. (બ્રહ્મવિદ્યાથી સર્વ વિદ્યાઓનું જ્ઞાન સ્વયમ્ થઇ જાય છે.) બ્રહ્મવિદ્યાજ સર્વોત્તમ છે. જેમાથી પરમાત્માનું જ્ઞાન થાય તેજ વિદ્યા છે. સાંસારિક અન્ય વિદ્યાઓથી મનુષ્યો સંસારનાં દુઃખોથી બચે છે. પણ બ્રહ્મવિદ્યાથી માણસ (अमृतम्) અમૃત અર્થાત્ મોક્ષને (अश्नुते) પ્રાપ્ત થાય છે. બ્રહ્મદ્વારા મોક્ષરૂપી અમૃતને પામી પ્રાણી જન્મ મરણના દુઃખથી મુક્ત થઇ જાય છે. ઉપનિષદોમાં પણ એમજ આવ્યું છે.

त्रयो धर्मस्य स्कन्धाः ।

અર્થઃ—ધર્મના સ્તંભ ત્રણ છે, એક યજ્ઞ, બીજું અધ્યયન, ત્રીજું દાન. પ્રથમનું તપથી, બીજું બ્રહ્મચર્ય ધારણ કરી આચાર્ય કુળમાં રહેવાથી સિદ્ધ થાય છે, અને ત્રીજું અત્યંતાચાર્ય કુળમાં રહી સર્વસ્વ દાન કરવાથી સિદ્ધ થાય છે. તે સર્વ જીવો પુણ્યાત્મા થઇ બ્રહ્મને પ્રાપ્ત થાય છે. અને પછી બ્રહ્મદ્વારા અમૃત–મોક્ષને પ્રાપ્ત થાય છે.

મિત્રો! સ્વર્ગનું એજ ફળ છે. ને સ્વર્ગ કે જેના માટે અનેક માણસો ક્ષણમાં પ્રાણ આપી દે છે, તે સ્વર્ગ એજ-બ્રહ્મપ્રાપ્તિજ છે. પ્રિય ભારત વાસીઓ! યદિ આપને સાચા સ્વર્ગની અભિલાષા છે, યદિ આપ ખરેખર સ્વર્ગને પ્રાપ્ત કરવા ચાહો છો, તો અનેક મતમતાંતરોએ બતાવેલા કલ્પિત સ્વર્ગની જૂઠી લાલચોને ત્યાગી આ સત્ય ઉપદેશને ગ્રહણ કરો, કે જેથી આપને સત્ય સ્વર્ગ અને સત્ય સુખ પ્રાપ્ત થાય.

ૐ शान्ति! शान्ति!! शान्ति!!!



ઓ૩મ્.

# એક નમ્ર પ્રાર્થના.

એ વાત તો જગ જાહેર છે કે, જ્યાં સુધી જગમાં પોતાનું સ્થાન ન હોય, ત્યાં સુધી નિવૃતીથી જગમાં કોઈ શાન્તીનો શ્વાસ લઇ શકતો નથી. મનુષ્ય પૃથ્વી પર્યટન કરવા નીકળે, તો પણ આખી પૃથ્વીનું પર્યટન જ્યારે પોતાના ઘરે આવે છે, ત્યારે જ પર્યટન પુરૂં થયું માને છે. માટે દરેકને પોતાના સ્થાનની આવશ્યકતા છે. એજ દશા અત્યારે અમદાવાદ આર્યસમાજની છે. શું ? પરમાત્મા નિવૃતી પુર્વક શાન્તિનો શ્વાસ લેવાનો વખત ન આપે ! અમદાવાદ જેવા ગુજરાત કાઠિઆવાડના મધ્યસ્થલમાં સમાજ મંદિરની કેટલી આવશ્યકતા છે, તેનો ખ્યાલ આર્ય ભાઇઓના હૃદયમાં શું નહિ હોય ! અમદાવાદ જેવા શહેરમાં કમમાં કમ સમાજ સ્થાન માટે વીસ હજાર જેવી જુજ રકમનું મકાન પણ ન હોવું જોઈએ ?

આવાં અતિ આવશ્યક મકાનનો ખ્યાલ અમારા આર્યભાઇઓની શું જાણ બહાર હશે ! ના, ના, તેમ તો હોય જ નહિં. આટલું બધું દુર્લક્ષ આર્યભાઈઓનું હોય તેમ કદાપિ માની શકાયજ નહિ. જ્યારે તેમ નહિજ મનાય તો ભ્રાતાઓ ! ઉઠો જાગો ! આવા એક ગંજાવર શહેરમાં એક આર્યમંદિર બંધાવી મહર્ષિના ધાર્મિક ઉદ્દેશને પાર પાડવા કમર કસો, અને આપનો ઉદાર હાથ અમદાવાદ આર્ય-

સમાજ બીલ્ડીંગફંડ તરફ લંબાવી ઋષીનાં ઋણથકી મુકત થાઓ.

સાથે આશા રાખીએ છે કે દ્રાનવિર પુરૂષો આ અમારી પ્રાર્થના પ્રેમ પૂર્વક પોતાનાં માનસિક વિચારને ઉત્તેજિત કરી આ કલ્પિત કાર્ય માટે પોતાની હિંમત દર્શાવી પોતાની વીરતા સિદ્ધ કરી આપશે.

અમદાવાદ આર્યસમાજ બીલ્ડીંગફંડમાં આજ સુધામાં દાનવીર પુરૂષોના ઉદાર આશ્રયથી લગભગ ૨૫૦૦ રૂ. થયા છે. એ ફંડ હુમેશને માટે ઉઘાડું છે, તો આશા રાખીએ છીએ કે દરેક આર્ય આત્મા પોતાને ત્યાં કોઈ પણ પ્રસંગે આ ફંડને વિશ્રમણુ કરશે નહિ. ॥ ઇત્યોમ ॥

ભવદીય

તા૦ ૩–૩–૧૩. મોહનલાલ ત્રિભુવનદાસ.

મંત્રી આર્યસમાજ.

અમદાવાદ.